હિત શિક્ષાવલી

# પ્રશ્નોત્તર તત્વબોધ

પ્રકાશક

શ્રી જૈન શ્વેતાંબર તેરાપંથી સભા

૧૫૬ ક્રોસ સ્ટ્રીટ સુતાપટ્ટી ત્રીજે માળે કલકત્તા

પ્રકાશક : સહાયક

શા. કસ્તુરચંદ સુરજમલજી ચોધરી

વડનગર (માળવા)

મુદ્રક:

નટવર એમ. વીમાવાળા

ગાંડીવ મુદ્રણાલય, હવાડિયો ચકલો સુરત.

# શુદ્ધિપત્ર

| પાનુ | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૪ | નીસ | નીત્ય |
| ૫ | ૭ | વીચારો મઝારથલી | થલીમઝાર |
| ૫ | ૧૩ | વંદીશા | વંદીશ |
| ૮ | ૪૩ | લખ્યા | લખ્યો |

| પાનુ | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | આઠ | અઠ |
| ૪ | ૧૫ | મહે | માંહે |
| ૧૩ | ૯૭ | લેલોકીક | તે લોકીક |
| ૧૯ | ૨૮ | જેહે | જેહ |
| ૧૯ | ૫ | નહ | નહી |
| ૨૨ | ૮ | તમારે | તે મારે |
| ૨૩ | વચમાં | સુર્યાભ અધીકાર | નહી જોઇએ |
| ૨૪ | ,, | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૨૯ | ૮૪ | ખ્યાન | ખ્યાત |
| ૩૧ | ૧૫ | અવલોચ | અવલોય |
| ૩૩ | ૩૨ | દવત | દેવત |
| ૩૩ | ૩૫ | શર્તક | શતકે |
| ૩૪ | ૫૧ | દ્વોષણા | દ્વોષણુ |
| ૩૫ | ૫૩ | કૃયા | કહ્યા |
| ૩૫ | ૬૧ | રંત | કરંત |
| ૩૬ | વચમાં | ચમર સુધર્માંગતાધીકાર | નહી જોઇએ |
| ૩૬ | ૩ | શાક | શાક્ર |
| ૩૬ | ૮ | શરણામે | શરણુમે |
| ૩૮ | ૨ | બીજો | બીજે |
| ૪૭ | ૧૦૨ | વેછતા | વંછતા |
| ૫૨ | ઉપર | અથતીર્થં અધીકાર | નહી જોઇએ |
| ૫૬ | ૬ | તોહી | તાંહી |
| ૫૮ | ૧૨ | મુખે | મુખ |
| ,, | ૧૨ | તામ | નામ |
| ,, | ૧૨ | નામ | તામ |
| ૬૫ | ૨૬ | ધપી | પીધ |
| ૬૬ | ૩૪ | સહત | સહીત |
| ૬૮ | ૧૫ | સુવાધાન | સુવીધાન |

| | | | |
|---|---|---|---|
| ૭૩ | ૭૭ | કોડ | કોડી |
| ૭૭ | ૮ | તાહુ | તાહી |
| ૮૧ | ૩૬ | અવગાહ | અવગાય |
| ૮૩ | ૫૯ | સમીત | સચીત |
| ૮૪ | ૩ | આણે | આણુ |
| ૯૧ | ૪૯ | થાન | દાન |
| ૯૭ | ૧૧૮ | અવલોચ | અવલોય |
| ૯૮ | ૧૨૯ | નીચે છે | ઉપર જોઇયે |
| ૯૮ | ૧૩૦ | ,, | ,, |
| ૧૧૪ | ૧૩ | કારણુ | કારણુ |
| ૧૧૫ | ૨૩ | અનુકમ્યા | અનુકમ્પા |
| ૧૧૫ | ૨૭ | શ્રતસ્કંધ | શ્રુતકંધ |
| ૧૩૧ | ૧૬ | ઉપાધ | ઉપાધી |
| ૧૩૩ | ૩૭ | આપને | આયને |
| ૧૩૩ | ૪૫ | હરહ | હરણ |
| ૧૩૫ | ૫૫ | તંદા | તદા |
| ૧૩૫ | ૫૮ | લગાર | લગારં |
| ૧૩૬ | ૬૪ | અવલોચ | અવલોય |
| ૧૩૭ | ૬૭ | છાડે | છેડે |
| ૧૪૧ | ૧૦૬ | શ્રત | શ્રુત |
| ૧૪૫ | ૧૫૦ | શ્રત | શ્રુત |

| | | | |
|---|---|---|---|
| ૧૪૬ | ૧૬૩ | કરા | કરી |
| ૧૪૭ | ૧૬૮ | ગર્ભાનુકમ્ય | કમ્પ |
| ૧૬૨ | ૮ | નામ | તામ |
| ૧૬૨ | ૯ | એછવત | ઐરવત |
| ૧૬૭ | ૪ | રાતે | રાત |
| ૧૬૯ | ૧૦ | વીમન | વચન |
| ૧૭૨ | ૨૭ | આવોરે | આલોરે |
| ૧૭૪ | ૩૮ | કદા | કુદા |



અસલ સ્વામીજીએ પોતાની મારવાડી ભાષામાં જોડી છે તે (બીકાનેર) બીનાશરવાસી શેઠ ધનસુખદાસજી હીરાલાલજી આચલીયાએ બાલબોધમાં છપાવી છે તેનું કવીતા વ્યાકરણ વીગેરેના અજાણે ઉમંગથી ગુજરાતી કર્યું તેમાં જોડણી વ્યાકરણ વીગેરેની અનેક ભુલ રહી છે તે ઉપર ધ્યાન ન રાંખતા જાણકારે સુધારી પ્રેસને લખવું. નવી આવૃતીમાં સુધારવામાં આવશેજી.



## અનુક્રમણિકા

# પ્રસ્તાવના

**શ્રી જીનાયનમઃ શ્રી સદ્ગુરૂભ્યો નમઃ**

આ સંસાર રૂપી મહાન જંગલમાં અનાદી કાળથી જીવ શ્રી જૈન પરૂપીત માર્ગ લોકોત્તર માર્ગથી ઊલટો જઇને કુગુરૂ હીણાચારીઓની સંગતથી કુમાર્ગ લોકીક-માર્ગ અંગીકાર કરી પરીભ્રમણ કરી રહ્યો છે નરકની ગોદાદીકના અનન્તાનત દુઃખો ભોગવી પોતાના પવીત્ર આત્મા કર્મરૂપ અસુચીથી અપવીત્ર કરે છે. જ્ઞાન દર્શન ચારીત્ર આદી પોતાના ગુણો વીસારી પાંચ ઈન્દ્રીયોના વીષય વીકારે લોકીકમાર્ગમાં લુપ્ત થઇ તેમાં જ પોતાનું કર્તવ્ય સમજી રહ્યો છે જેમ કોઈ મનુષ્ય દારૂની નીશામાં ગાંડો થઇ પોતાના સારા રહેઠાણની સુખશયા છોડી મહાદુર્ગંધ જગ્યા સુખશયા સમજી કોઇ ચતુર પુરૂષનું કહેવું ન માની ત્યાં જ સુવામાં પોતાનું પરમ કર્તવ્ય જાને છે તેમ જીવ મોહ મીથ્યાત્વરૂપી નીશામાં મતવાળો થઇ જૈન કથીત લોકોત્તર માર્ગ રૂપી સુખશયા છોડી ઇન્દ્રીયોના કામ ભોગાદી લોકીકમાર્ગ શયાને સુખશયા જાણી તેમાં જ રંગરતા રહેવામાં જ ઘણું જરૂરી

કામ સમજે છે કદાચ સાચા અને સ્વચ્છ શ્રી વીર માર્ગ લોકોત્તર માર્ગમાં ચાલવાવાળા મહાપુરૂષો શુદ્ધ નીસ્નેહી મોક્ષ માર્ગ લોકોત્તર માર્ગ બતાવે તો ઊલટી તે મહાત્માઓની વાત માને નહી ને તે નીરારંભી નીષ્પરીગ્રહીઓની નીંદા કરવા તત્પર થાય છે ને જૈન-માર્ગ લોકોત્તરમાર્ગ કયો છે તે ઓળખવાની કોશીશ કરતા નથી સંસારીમાર્ગ લોકીકમાર્ગ જૈનમાર્ગ લોકોત્તર માર્ગથી એકદમ વીરૂદ્ધ છે તેથી ચારગતીમાં ભ્રમણ કરવાવાલાને લોકોત્તરમાર્ગ મુક્તીમાર્ગ ગમતો નથી. કદાચ લોકોત્તર માર્ગ જે સામયકમાં થાય છે. વીતરાગમાર્ગ જાણવાની કોઇ હલુકર્મી જીવ ઇચ્છા કરે તો હીનાચારી કુગુરૂ ખોટા દ્રષ્ટાન્ત સંભળાવી બહેકાવી દે છે પરન્તુ ન્યાયી અને વિદ્વાન પુરૂષ સત્યાસત્યનો નીર્ણય કર્યા વગર રહેતા નથી જે હલુકર્મીઓને સંસાર સુખો લોકીક-માર્ગ જે સામાયકમાં કરાતો નથી તેની અરૂચી થઇ ગઇ છે. તે સમ દ્રષ્ટિ તો જાણે છે કે જેટલા જેટલા સાવદ્ય જોગોના ત્યાગ જે સામાયકમાં કર્યા તે ધર્મ લોકોત્તર માર્ગ અને આગાર રાખ્યો તે લોકીકમાર્ગ જે સામાયકમાં ન થાય તે અધર્મ છે જે કામોને સાધુ મુનીરાજ સાવદ્ય જાણીને ત્યાગ્યા છે ને જે કામ શ્રવક સામાયકમાં પોષામાં સાવદ્ય જાણી ત્યાગે છે તે ધર્મ છે અને સામાયકમાં ન કરાયને આગાર રાખ્યો તે અધર્મ છે જે કામ સાધુ મુનિરાજ સાવદ્ય જાણીને ત્યાગે છે જે શ્રાવક સામાયકમાં પોષામાં સાવદ્ય જાણીને ત્યાગે છે. તે કામ

કરવા કરાવવા અને અનુમોદન કરવામાં પાપ છે. જૈન આજ્ઞામાં લોકોત્તર માર્ગમાં ધર્મ અને આજ્ઞા બહાર લોકીકમાર્ગમાં અધર્મ શ્રદ્ધવામાંજ સમકીત છે. જે કાર્ય લોકીકમાર્ગની શ્રી જીનેશ્વર અને મુની આજ્ઞા આપતા નથી અપાવતા નથી અને અનુમોદના કરતા નથી. અને કરવા, કરાવવા અનુમોદના કરવાથી સાધુજીને પ્રાયશ્ચીત આવે જે કામ કીધાથી, કરાવવાથી અનુમોદવાથી શ્રાવકના સામયક પોષો ભાગે તેજ કાર્ય ગૃહસ્થ કરે કરાવે ને ભલો જાણે તો લોકીક માર્ગ છે. એજ જીન માર્ગની કુચી છે તે જેણે સારી રીતે જાણી લીધી છે તે તેને નીગ્રન્થ પ્રવચન અર્થ અને પરમ અર્થ છે સદ્ગુરૂઓએ કૃપાપુર્વક ભવ્ય જીવો ને સંસારરૂપી સમુદ્રથી તરવાને માટે જૈન આગમ અનુસાર અનેક ગ્રંથ સરળતાથી બનાવી ઉપકાર કીધા છે. તેથી તે મહા પુરૂષોનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. નીંદક લોકો તે જીતેન્દ્રીઓની નીંદા કરે પરંતુ જે સંસાર માર્ગે લોકીકમાર્ગથી વીમુખ અને લોકોત્તરમાર્ગ મોક્ષમાર્ગની સનમુખ વીજ્ઞજન છે તેઓનો અંતકરણથી આદર કરે છે શ્વામી શ્રી ભીખનજીને ચોથે પાટ શ્રીમદ જયાચાર્ય (શ્રી જીતમલજી શ્વામીનાથ) મહા પ્રભાવીક અને શાસ્ત્રવેત્તા થયા છે. જેઓએ ભગવતી આદીઘણા સુત્રોની જોડ ઢાલબંધ સરળ ભાષામાં બનાવી શ્રી જૈન વચનો યથા તથ્ય પ્રગટ કીધા છે તથા અનેક ગ્રન્થ બનાવ્યા છે જે વાંચવાથી સાંભળવાથી ન્યાયાશ્રયીઓને

તત્વાતત્વનું સ્પષ્ટ જ્ઞાન થાય છે આ હીત શીક્ષા વલી પ્રશ્નોત્તર તત્વબોધ સ્વામીજીના રચેલા છે. તેનું આ ફક્ત ગુજરાતી છે ભુલ હોય તે પ્રેસને લખશો નવી આવૃતીમાં સુધારવામાં આવશે. પ્રશ્નોત્તર તત્વબોધ રચવાનું કારણ સંવત ૧૯૩૩ના સાલમાં અજીમગંજ મકસુદાબાદ શેહેરના બાબુ કાલુરામજીએ એક પ્રશ્નપત્રીકા બાવન દોહરાની લખી લાડણુના શ્રાવકો ને સ્વામી શ્રી જીતમલજી મહારાજને માલમ કરવાને મોકલી તેની નકલ

## પશ્ન પ્રત્રીકા

### શ્રી જીનાય નમ:

### દોહરા

ચરણ કમળ જીનરાજના, જેમા મુઝ મન લીન
મધુકર જ્યાં ગુજતા રહે, જ્ઞાનામૃત રસ પીન ૧
નાભેયાદીક જીનેશ્વરા, તીર્થંકર ચોવીસ
ગણધર પાઠક સાધુપદ, ધ્યાવત વીશ્વાવીશ ૨
જીનવર ભાષીત શુદ્ધ નય, આગમ ઉદધી અપાર
ભ્રમત આ કલીકાળમાં, જીન પ્રતીમા આધાર ૩
સ્વર્ગ નીવારી દેવગણ, વળી પાતાળ કુમાર
સાશ્વત જૈન પ્રતીમા ભણી, નીસ પ્રતી કરત જુહાર ૪
એહવી પ્રતીમા જીનતણી, પ્રણમો તેના પાય
પત્ર લખુ અતી પ્રેમથી, મુની વરના ગુણ ગાય ૫

ક્રોધ લોભ મદ મોહ સર્વે, ત્યાગી વીષય વીકાર
જીતમળ મહારાજને, નમે સકલ નરનાર ૬
દોષબેતાળીશ ટાળતે, લેતે શુદ્ધ આહાર
ભવીજનને પ્રતીબોધતા, વીચરો મઝાર થલી ૭

## સોરઠા

ત્રણ કરણ થીર ધાર, જીતે બાવીશ પરીસહે
જપતે દીલ નવકાર, શુદ્ધ કરી સંજમ નીર વહે ૮

## દોહરા

સતાવીશ ગુણે કરી, પાલો તમે આચાર
પંચ મહાવ્રત પાળતા, એહવા તુમ અણગાર ૯
નીરજીત મન ઉન્માદપણો, વર્જીત વીષયવીકાર
તર્જીત કર્માદીક અશુભ, ગર્જીત નાણ ઊદાર ૧૦
શહેર લાડણુ અતી ભલો, વીચરો તીહા ધરનેહ
અપ્રતી બંધ વીહાર કરી, બેઠા સંવર ગેહ ૧૧
તુમ ગુણ ગણ મકરંદથી, ભવીજન ભ્રમર લોભાય
દેશ વીદેશે માનવી, કર જોડી ગુણ ગાય ૧૨
મે પણ ગુણ શ્રવણે સુણી, ભેટણ કી મન ચહાય
તે દીન સફળ ગણીશ હું, વંદીશા તમારા પાય ૧૩
કર્મ ઇંધનને બાળવા, પ્રત્યક્ષ અગ્ની સમાન
ઇન્દ્રીય પાંચે વશ કરી, એહવા તપની ખાણ ૧૪
ગુણ સઘળા તુમ અંગમાં, દેખાય છે પ્રત્યક્ષ
આગમ અર્થ વીચારને, કેમ તાણો એક પક્ષ ૧૫

પક્ષાપક્ષ કોઇ નહી કરો, જ્ઞાન દ્રષ્ટી મન લાય
જીનવર પ્રતીમા દેખતા, દુઃખ દોહગ ટળ જાય ૧૬

ચાર નીક્ષેપા જીન કહ્યા, ભાવ થાપના નામ
સાત નયે કરી જોઈ લો, વર્ણન ઠામોઠામ ૧૭

અમ્બડ શ્રેણીકરાય તેમ, રાવણ પ્રમુખ અનેક
વીવીધ તરેહ ભક્તી કરી, પામ્યા ધર્મ વીવેક ૧૮

પાંચમા અંગે ભાખીયો, પ્રગટ પણે અધીકાર
સુર્યાભે જીન વંદીયા, રાય પ્રશ્રેણી મઝાર ૧૯

વીજય દેવતાએ કરી, જીન પુજાજીન રાજ
પક્ષપાતને છોડીને, સારો આતમ કાજ ૨૦

છઠે જ્ઞાતા અંગમાં, દ્રોપદી પાંડવ નાર
મન વચ કાયા વશ કરી, પુજ્યા જીન એકતાર ૨૧

જંગા વીદ્યા ચારણા, મુનીવર ગુણની ખાણ
તે પણ પ્રતીમા વાંદતા, પાંચમાં અંગે વખાણ ૨૨

જીન પ્રતીમા જીન સારખી, ભાખી શ્રી મહાવીર
કોઇ શંકા નહી લાવજ્યો, જેમ પામો ભવ તીર ૨૩

જીનવર મત સ્યાદવાદ છે, મત જાણો કરી એક
દયા દાન મન ધાર લ્યો, જેથી આવે વીવેક ૨૪

જીવ દયા પાલ્યા થકાં, નીશ્રેય થાય ઉપગાર
દયા ધર્મનો મુળ છે, એહવો આગમ સાર ૨૫

ઘાત કરતા જીવની, છોડાવે કોઇ જાય
અભય દાન તેહને કહ્યો, આગમમાં જીનરાય ૨૬

જો ન છોડાવો જીવને, તો અનુકંપા નાય
અનુકંપા વગર જીવને, સમકીત પુષ્ઠી ન થાય ૨૭
ગોશાળો બળતા થકાં, જીનજી કીધો વીચાર
શીતળ લેશ્યાયે કરી, તેજુ લેશ્યા સાર ૨૮
જેઓને કહેતા ચુકીયા, તે તો મીથ્યા વાત
કલ્પાતીત સ્વભાવ છે, ત્રણ લોકના નાથ ૨૯
નેમ કુંવર તોરણ ગયા, દેખી જીવ વીનાશ
અનુકંપા મન લાવીને, છોડાવી પ્રભુ પાશ ૩૦
આપ મોટા અણગાર છો, પણ એ મોટી ખોટ
જો જીવ દયા નહી કરો, બંધાય પાપ શીર પોટ ૩૧
પંચ અધીક ચાળીશ વળી કહ્યા સુત્ર જીનરાય
બત્રીશ તમે માનતા, કોણ હેતુ કોણ ન્યાય ૩૨
ભાખ્યા નહી સુત્રમાં, સહુ આગમના નામ
તે બત્રીશોમાં છે, જુઓ ચીત કરી ઠામ ૩૩
સાચા બત્રીશ માનતા, બીજા ન માનો સાચ
કે કોઇ પ્રગટયો જ્ઞાન તુમ, અથવા મનની ખાંચ ૩૪
સત્ય પરૂપણા જો કરો, તો માનો મહારાજ
ગહન અર્થ આગમ તણા, ભાખ્યા શ્રી જીનરાજ ૩૫
મુખપતી મુખ બાંધતા, કોણ સુત્ર અનુસાર
મનની ભ્રમણા મટી નહી, એ છે વીષમ પ્રકાર ૩૬
શ્લેશમાના સંભોગથી, ઉપજે જીવ અસંખ્ય
જીવ સંમૂરછીંમ ઇન્દ્રીયના, તેમાં નહી કોઇ વંક ૩૭

ગણધર ગૌતમ સ્વામને મીયાદેવી કહ્યો એમ
મુખ બાંધો વસ્ત્રે કરી, ગંધ ન આવે જેમ ૩૮
જયો પહેલા બાંધી હતી, વળી બંધન કેમ હોય
એ વ્યતીકર તમે જાણુજો, સુત્ર વીપાકે જોય ૩૯
જમ્ભા છીંકા કારણે, મોહ ઢાંકે મુનીરાય
દશ વૈકાલીક સુત્રમાં, જુઓ મન ચીત્ત લાય ૪૦
સુત્રમાં સહુ તમે જોઇ લો, બાંધવાનો નહી પાઠ
ભગવતી જ્ઞાતા આદીમાં, સાખ સુત્રની આઠ ૪૧
ઇત્યાદીક સુત્રો ઘણાં, માનો નહી વચન્ન
આપ મતે નહી માનતા, કરી લો લાખ જતન્ન ૪૨
લખ્યા અજીમગંજ શેહેરથી, પત્ર અધીક ઉછરંગ
ખમત ખામણા માનજો, ત્રણ કરણ કરી એક સંગ ૪૩
મુની ગુણ અતી મુજ અલ્પથી, કેમ લખુ બણાય
જેમ જળ આખા સમુદ્રનો, ઘડામાં નહી સમાય ૪૪
ખુશાળ ક્ષેમ વરતે તીહાં, ધર્મ થકી જયકાર
અહીયાં પણ સુગુરૂ પસાયથી, આણંદ હર્ષ અપાર ૪૫
ભકતી પત્ર ભાવે લખ્યો, ઘર જયોચી-ત અધીકાય
અધીકો ઓછો જે હોવે, તે ખમજ્યો મુનીરાય ૪૬
લખજ્યો ઊ-તર એહતો, મત ધરજ્યો મનરીશ
મારી મતી મુજબ મે લખ્યો, ધરજ્યો મન સુજગીશ ૪૭
એહવી પરૂપણા જો કરો, તો થાય લાભ અપાર
મુગ્ધ જીવ સંસારના, ઊતરે સંસારથી પાર ૪૮

જુઓ બુટે રાયજી તેમ, વળી આતમા રામ
ત્યાગી મન ભ્રમ આપણો, સાર્યો ભવીજન કામ ૪૯
થાઓ જો તમે એહવા, આગમ અર્થ વિચાર
મારવાડ ઢુંઢાડ મે, બહુ જન પામે પાર ૫૦
સકળ સંઘ શ્રાવક સહુ, વાંચી ધરજ્યો પ્રીત
ઊત્તર પાછો અપાવજો, એ પંડીત જનની રીત ૫૧
મુનીવરના ગુણ ગાવતા, હોતા ચીત્ત આરામ
મન તન કપટ તજી કરી, વંદત કાલુરામ ૫૨

કલશ

એમ કરી રચના અતીહી સુદર, વાંચતાં મન હુલસે
દેવાધીદેવ ત્રીલોક સ્વામી, અંતરજામી મન વશે
સંવત ઓગણીશસે સાલ તેત્રીશ માશ આશ્વીન સુદ પખે
મુની વીનયચંદ પસાય કરી ગોપીચંદ એમ ઉપદીશે

પુર્વોક્ત પ્રશ્ન પત્રીકા અજીમગંજથી લાડણુ આવી તે ત્યાંના શ્રાવકોએ મહારાજને માલમ કરી ત્યારે સ્વામીજીએ હીત શીક્ષાવલી પ્રશ્નોત્તર તત્વબોધ બનાવી તેને શ્રાવકોએ મોઢે શીખી લઇ લખીને અજીમગંજ બાબુ કાલુરામજીને મોકલી હતી.

આ પ્રશ્નોત્તર તત્વબોધ સુત્રોના પ્રમાણો સહીત જીન પ્રણીત વચનો યથાતથ્ય બતાવવાવાલો અને આત્માર્થી ભવીજીવોને લાભદાયક છે એ વાંચવાથી નીષ્પક્ષી હળુકર્મી જીવ જૈન માર્ગને સહેલાઈથી સારી

રીતે જાણી પોતાની શકિત મુજબ વૃત્ત પચ્ચખાણ અંગીકાર કરી પોતાના આત્માનું કલ્યાણ કરી શકે છે જે રાગદ્વેષ રહીત વીતરાગે પરૂપેલો લોકોત્તર માર્ગ છે તે જે આત્માર્થી જીવો તે પુદગલીક સુખો લૌકીક-માર્ગથી અરૂચી છે તેને માટે આ ગ્રંથ અમૃત સમાન કલ્યાણકારી છે આ માંહેલા કેટલાએક દોહરા અગાઊ શ્રા. ખેતશી જીવરાજે મુંબઈમાં એક પુસ્તકમાં છપાવ્યા હતા પરન્તુ આ સંપુર્ણ ગ્રંથ આજ સુધી છપાયો નહોતો તે જેપુર શેહેરના નીચે લખેલા શ્રાવકોએ મોઢે કરી લીધો તેના નામ ગણેશ લાલજી સીધડ, ગુલાબ-ચંદજી લુણીયા, ચંદનમલજી દુગડ, જોરાવરમલજી બાંઠીયા, સુજાનમલજી ખારેડ, નાથુલાલજી શ્રાવગી તે શ્રાવકો પાસેથી લખાણમેં લઇને સંગ્રહ કરી ઘણા લોકોને લાભ પહોંચાડવાને માટે મારી થોડી બુદ્ધિ પ્રમાણે શુદ્ધ કરી છપાવ્યો છે કોઇ અક્ષર લઘુદીર્ઘાદી માત્રા વીગેરેની ભુલચુક રહી ગઇ હોય તો મને વારંવાર મીચ્છામીદુક્કડં છે પંડીત અને ગુણીજનોને મારી પ્રાર્થના છે કે કોઇ અશુદ્ધી રહી હોય તો તેને માટે ક્ષમા ચાહુ છું.

આપનો હીતેચ્છુ અને ગુણવાનોનો દાસ

**જોહરી ગુલાબચંદ લુણીયા જયપુર**



૨૨૧૨૯

# મંગલાચરણ

॥ દોહરો ॥

નમુ દેવ અરિહન્ત નિત, જીનાધિપતિ જીનરાય,
બાર ગુણે સહીત જે, વંન્દુ મનવચ કાય ॥૧॥
નમુ સિદ્ધ ગુણ આઠ સહીત, આચાર્ય મુનીરાજ,
ગુણ છત્રીશ સહીત જે, પ્રણમું ભવસાગર ઝાજ ॥૨॥
પ્રણમું વળી ઉપાધ્યાયજી, ગુણ પચીસ ઉદાર,
નમુ સર્વ સાધુ નિર્મલ, સત્તાવીસ ગુન સાર ॥૩॥
બાર આઠ છત્રીસ ને, વલી પચ્ચીસ પ્રગટ્ટ,
સત્તાવીસ એ સર્વંહી, ગુણ છે એકસો આઠ ॥૪॥
નવકારવાલી છે જેના, મણકા જગત મંઝાર;
એક એક જે ગુણ તણો, એક એક મણકો સાર ॥૫॥
એકસો આઠ ગુણ સહીત એ, પરમેષ્ઠી પદ પંચ,
તે તો ભાવ નિક્ષેપ છે, હું પ્રણમું તજ ખંચ ॥૬॥
એ સહુને પ્રણમી કરી, સમર સમય રશ સાર,
તત્વ બોધ અવિરોધતર, કહું અધિક ઉદાર ॥૭॥

॥ ઇતિ મંગલાચરણ ॥

"અથ પહેલો વિજય સુર્યાભ અધિકાર"

## દોહરો

કોઈ કહેજે વિજય સુર, વલિ સુર્યાભ વિચાર,
પ્રતિમાની પૂજા કરી, હવે તેનો ઉત્તર સાર. ૧
પ્રતિમા પૂજી વિજયસુર, જીવ અનન્તી વાર,
વિજય પણે સહુ ઉપજ્યા, પામ્યા નહિ ભવ પાર. ૨
શક્રે ઇંદ્ર સામાનિક સંગમો, દેવલોક સ્થીત કાજ,
પૂજે જીન પ્રતિમા આદિતે, બેસતાં રાજ રિવાજ. ૩
તેમજ સુર્યાભ આદિસુર, રાજ બેસતાં તેહ,
પ્રતિમા પૂતલી આદી પ્રતિ, બહુ વાના પૂજેહ. ૪
સુર્યાભે સુર લોકની, સ્થિતના વશથી જાણ,
પૂજા જીન પ્રતિમાં તણી, કીધી કહી પિછાણ. ૫
વૃત્તિ ઓઘ નિયુકિતની, કહ્યું છે તેની માહ્ય,
આચાર્ય ગંધ હસ્ત કૃત, છે તેમાં બહુ વાય. ૬
મિથ્યાત્વી કે સમકતી, વીમાન અધિપતિ દેવ,
દેવલોકની રીત મુજબ, પ્રતિમા આદિ પૂજેવ. ૭
સમદ્રષ્ટી પુજે તેમજ, મિત્થ્યાતી પુજંત,
દેવલોકની રીતી વસે, પણ ધર્મ કાર્ય નહિ હુન્ત. ૮
સુર્યાભે જીન વન્દિયા, પ્રભુ છ વચન આખ્યાત,
એહ જુનો આચાર તુઝ, જીત આચાર સુજાત. ૯
એહ તમારૂ કામ છે, વલી છે તુજ ને કરવા જોગ,
એ તહને આચર્ણું છે, છે મુજ આણુઆરોગ. ૧૦

નાટકની પૂછા કરી, ત્યાં આદર ન દીધો સ્યામ,
મનમાં ભલો ન જાણીયો, પ્રગટ પાઠમાં તામ. ૧૧
વલી મોન રાખી પ્રભુ, જુવો પાઠ પ્રસિદ્ધ,
જે ભાવ નિક્ષેપા આગલે, નાટક આજ્ઞા ન દિદ્ધ. ૧૨
વલી મનમાં ભલુના જાણીયું, તે પણ પાઠ મંઝાર,
આજ્ઞા વીના નહી ધર્મ પુણ્ય, જુવો આંખ ઉઘાર. ૧૩
તો તેની સ્થાપના આગલે, આજ્ઞા કેમ આપે વીર,
એ તો ન્યાય છે પાધરો, ધારો ધરી ચિત ધીર. ૧૪

॥ ઇતિ ॥

## ॥ બીજો દ્રોપદી અધિકાર ॥

દોહરા

કોઇ કહે સમકિત સહીત, પુત્રી દ્રુપદની અવલોય,
પ્રતિમાંની પૂજા કરી, તસું ઉત્તર હવે જોય. ૧
વૃત્તિ ઓઘ નિર્યુકતની, ગંધ હસ્ત આચાર્ય
કૃત માંય
જે એક પુત્ર થયા પછી, દ્રોપદી સમકિત પાય. ૨
પૂર્વ કૃત નીયાણું કરી, પ્રેરી છતી શું આય,
પાંચ પાંડવ ત્યાં દ્રોપદી, કહ્યુ સુત્ર જ્ઞાતા માય. ૩
તીવ્ર ભોગ અભિલાષ તસુ, નિયાણું વિનપુરેહ,
સમકિત કેમ પામે તીકા, જુવો વર ચિત દેહ. ૪
દશાશ્રુતસ્કંધ સુત્રમાં, કરકે જે નિયાણુ,
પૂરયાં સમકિત નવિલહે, દુર્લભ બોધી કહ્યા જાન. ૫

નિયાણાના બે પ્રકાર છે, ન્યાય થકી અવલોય,
દ્રવ્ય પ્રત્યે પહેલો ભેદ છે, ભવ માટે વળી જોય. ૬
નિયાણુ દ્રવ્ય માટે તણા, બે ભેદ પહિછાણ,
પ્રથમ ભેદ છે મંદ રસ,, બીજો તીવ્ર રસ જાણ. ૭
દ્રવ્ય માટેનું મંદ રસ, તણું, પુરૂ થયાથી તેહ,
સમકિત ચારિત્ર બેઉ લહે, દ્રોપદીની પરે એહ. ૮
દ્રવ્ય માટે તીવ્ર રશ તણો, સમકિત ચર્ણ ન પાય,
દશા શ્રુત સ્કંધ મહી તે, દુર્લભ બોધિયા થાય. ૯
ભવનિયાણાના ભેદ બે, પહેલુ મંદરશાનું હોય,
બીજુ તીવ્રરશાનું વલી, ન્યાય વિચારી જોય. ૧૦
ભવ પ્રત્યેય મંદરશા તણો, સમકિત રત્ન પામેહ,
પણ ચરિત્ર પામે નહીં, વાસુદેવ જેમ ચેહ. ૧૧
ભવ માટે તીવ્રરશ તણો, સમકિત નહી પામંત,
વલિ ચારિત્ર પામે નહિ, બ્રહ્મદત્ત જેમ હુન્ત. ૧૨
દ્રવ્ય પ્રત્યે ને ભવ પ્રત્યે, મંદ ને તીવ્ર રસ ખ્યાત,
તેહ ન્યાયથી સંભવે, વલિ જાણે જગનાંથ. ૧૩
તે માટે એ દ્રોપદી, નીયાણુ વિના પુરેહ,
પ્રતિમાં પૂજી તે સમેં, સમકિત કેમ પામેહ. ૧૪
જ્ઞાતાવૃત્તી મહે કહ્યું, એક વાંચનામાંહિ,
દ્રોપદી જીન પ્રતિમાં તણી, અરચા કીધી તાહિ. ૧૫
જણાય છે એમાં એમ કહ્યું, તે વૃત્તિની માંહિ,
નમુંત્થુણંનો પાઠ ત્યાં, કહ્યો દીસે નાહિ. ૧૬

॥ ઇતિ ॥

## ॥ અથ ત્રીજો નિક્ષેપા અધિકાર ॥

### ॥ દોહરા ॥

કોઇ કહે બાવીશ જીન, તેના મુનિ પ્રતિક્રમણેહ,
કેમ કરે ચોવીસ્થો, બીજો આવશ્યક જેહ. ૧
તેને કહીયે માહાવિદેહનાં, મુનિ પ્રતિક્રમણ વિષેહ,
બીજા આવશ્યકમાં શું કરે, ન્યાય વિચારી તેહ. ૨
નહીં તિહાં અવશર્પણી, ઉત્સર્પણી પણ નાય.,
તે માટે નહિ છ આહરા, સરખા અધ્દા કહેવાય. ૩
ત્યાં અનન્તા શીવ ગયા, જસે મોક્ષ અનન્ત,
મેલ નહી ચોવીશનો, જુવોજી બુદ્ધિવન્ત. ૪
એક એક વિજય વિષે વલી, એક એક જીન રાજ,
વર્તમાન કાલે હુવે, ઉત્કૃષ્ટ પણે સમાજ. ૫
હવે તે ક્ષેત્ર વિદેહનાં, જીન થયા સિદ્ધ અનન્ત,
તેને વાંદયાં ચોવીશની, સંખ્યા નહિ રહન્ત. ૬
થસે સિદ્ધ અનન્ત જીન, તેને વંન્દે જે કોય,
તો પણ જીન ચોવીશની, સંખ્યા નહિ રહે સોય. ૮
વિજય વિષે વીચરતા, વંન્દે એક જીનરાય,
તો પણ જે ચોવીસ્થો, કેવી રીતે કહીયે ત્હાય. ૮
મહા વિદેહ ક્ષેત્રના મુનીકરે, બીજો આવશ્યક જેહ,
વચલા જીન બાવીશનાં, મુનિ પણ તેમજ કરેહ. ૯
બેવારનો તેને નિયમ નહી, પણ જો કોઈ એક વાર,
પડિક્કમણામાં શું કરે, બીજો આવશ્યક સાર. ૧૦

જ્ઞાતા અધ્યયને પાંચમે, શેલક રૂષિના પાય,
પંથક પડિક્કમણું કરતે, વાંદયા કહ્યા તાય. ૧૧
તે માટે જે જીન હુવે, તેહ તણો લે નામ,
બીજા આવશ્યકનું તદા, નામ ઉક્કિતા તાંમ. ૧૨
જીન ચોવીસ તણો જ્યાં, નિયમ નહીં છે તાંમ,
તેથી ચોવીસ્થાને સ્થાન, ઉત્કીર્તન નામ. ૧૩
અનુયોગદ્વાર વિષે અમલ, આવશ્યક છ માંય,
અર્થ તણાં અધિકાર છ, કહ્યા શ્રી જીનરાય. ૧૪
બીજા આવશ્યકને વીષે, ઉત્કીર્તન આખ્યાત,
કહ્યું અર્થના અધિકારે, જીન ગુણ નામ વીખ્યાત. ૧૫
વિદેહક્ષેત્રમાં મુનિ તણે, બીજે આવશ્યક જાણ,
સ્વ સ્વ જીન ગુન નામ તે, ઉત્કીર્તન અભિધાન. ૧૬
જે વિજયમાં નહીં જીન તદા; બીજા આવશ્કમાંહિ,
આગલા જીન ગુણ ગાય તે, એવું સંભવે તાહિ. ૧૭
વચલા જીન બાત્રીશનાં, મુનિ ને સ્વજીન નામ,
ઊત્કીર્ત્તન અભીધાન તસુ, બીજા આવશ્યક નામ. ૧૮
પહેલા જીનના મુનિ લે તેમજ, સ્વજીન ગુન
વલી નામ,
બીજા આવશ્યક સંભવે, ઉત્કીર્ત્તન અભિરામ. ૧૯
વાધુર જીનના મુનિ ભણે, ચોવીસ્થો જો હોય,
તો ગત ચોવીશી થઇ, જાણે કેવલી સોય. ૨૦
થયા નહિ ચોવીશ જીન, તસુ વારે અવલોય,
બીજા આવશ્યક ને વીષે, ચોવીસ્થો કેમ હોય. ૨૧

ચોવીશમાં શાશણ ધણી, તેહ તણી અપેક્ષાય,
કહ્યો છે ચોવીસ્થો, બીજા આવશ્યક માંય. ૨૨
બીજા આવશ્યકનાં કહ્યા, બે નામ અવલોય,
ઉક્કીત્તન ચોવીસ્થો, તેનો હેતુ હવે જોય. ૨૩
પાંચમા અંગે પહેલુ કહ્યુ, ઈન્દ્રભૂતી સુપ્રસિદ્ધ,
વૃતી વીષે કહ્યો નામએ, માતપીતાનુ દીધ. ૨૪
ગોતમ ગોત્ર થકી કરી. ગોતમ નામ કહાય,
ઉ-તરાધ્યયન તેવીસમા, છઠ્ઠી ગાથા માંય. ૨૫
તેમ જીનવર ચોવીશમા, તેના વારે અવલોય,
ગણું નામ ચોવીશ જીન, તે ચોવીસ્થો હોય. ૨૬
તે ચોવીસ્થાને વિષે, ઉત્કીર્તન અભીરામ,
અર્થ તણા અધીકાર છે, પણ મુખ્ય ચોવીસ્થો નામ. ૨૭
વીદેહક્ષેત્રમાં વીશજીન, તેના મુની સ્વ જીન નામ
અર્થ તણા અધીકાર કરી, ઊત્કીર્તન નામ ૨૮
સુત્ર ઊવવાઇને વિષે, તપના બાર ભેદ
ત્રીજો ભેદ ભીક્ષાચરી, વારૂ નામ સંવેદ ૨૯
સમવાયંગ વીષે કહ્યા, બાર ભેદ અભીરામ
ભીક્ષાચરી ને સ્થાન જે, વૃત્તી સંક્ષેપ સુ નામ ૩૦
ભીક્ષાચરીના નામ બે, દ્વીતીય આવશ્યક તેમ
ઊત્કીર્તન ચોવીસ્થો, ઊભય નામ તેના એમ ૩૧
નવમા જીનના નામ બે, સુવીધ અને પુષ્પદંત
કહ્યા લોગસમાં પ્રગટ, દેખોજી બુદ્ધિવંત ૩૨
પુષ્પ સરખા દાંતથી, પુષ્પ દંત અભીરામ
એમ અર્થ તણા અધીકાર કરી, ઊત્કીર્તન પણ નામ ૩૩

કૃષ્ણ અને બલભદ્રનો, કેશવ રામ આખ્યાત
ઉતરાધ્યન બાવીસમાં, બીજો આવશ્યક ખ્યાત ૩૪
કીહાં ચાર મહાવ્રત કહ્યા, તેને કહ્યા ચાર યામ
ઉતરાધ્યન તેવીસમે, કેશી મુની ગુણ ધામ ૩૫
બીજા આવશ્યકના તેમજ, ઊભય નામ અવલોય
ઊત્કીર્તન ચોવીસ્થો, સહુ ભાવે જીન જોય ૩૬
ચોવીશમાં જીનના મુની, કરે ચોવીસ્થો તામ,
વીદેહ તેત્રીસ તણા મુની, ઉત્કીર્તન જીન નામ. ૩૭
મુજને ભાસે એહવુ, વારૂ ન્યાય વીચાર,
વળી કેવલી જે વદે, તેહીજ સત્ય ઉદાર. ૩૮
ભાવ નીક્ષેપે ભર્ત્તની, ચોવીસી વર્તમાન,
પાઠ વંદે બહુ ઠામ છે, લોગસ્સ માંહી સુજાન. ૩૯
ભાવ નીક્ષેપે ઐરવત, ચોવીસી વર્ત્તમાન,
પાઠ વંદે બહુ ઠામ છે, સમવાયંગે જાન. ૪૦
ચોવીસી ભરત ઐરવત, અનાગત જીન નામ,
દ્રવ્ય નીક્ષેપે ચોથે અંગ, વંદે પાઠ ન તામ. ૪૧
આઠ અને ચાળીશ ના, વર્તમાન જીન નામ,
ભાવ નીક્ષેપો તે ભણી, પાઠ વંદે બહુ ઠામ. ૪૨
આઠ અને ચાળીશ ના, અનાગત જીન નામ,
દ્રવ્ય નીક્ષેપો તે ભણી, વંદે ટાળ્યો સાંમ. ૪૩
દ્રવ્ય નીક્ષેપે એહજીન, ગણધર વદયાં નાહી,
તો ચોવીસ્થો કરતા છતા, દ્રવ્ય જીન કેમ વંદાહી. ૪૪
તીર્થંકર ઘરમા છતાં, દ્રવ્ય નીક્ષેપે જેહ,
તેહ ને મુની વંદે નહી તુઝ લેખે પણ તેહ. ૪૫

તો હોણુહાર જીનવર ભણી, ચોવીસ્થા વીષેહ,
મુનીવર કેમ વંદે તસુ, ન્યાય વીચારી લેહ. ૪૬
વળી કહ્યો અનુયોગ દ્વારમે, જે આવશ્યકનુ જાણુ,
હોસ્યે પણુ ન થયો હજી, તે દ્રવ્ય આવશ્યક
પીછાણુ. ૪૭
તેમ જે કોઇ એક મુની થસ્યે, પણુ હમણા
ગૃહસ્થપણે,
કહો યે દ્રવ્ય સાધુ તસુ, આવશ્યક વત ચેહ. ૪૮
જો વંદો દ્રવ્ય નીક્ષેપને, તો તે દ્રવ્ય મુનીના પાય,
તમે વાંદતા કેમ નથી. તુમ શ્રદ્ધાને ન્યાય. ૪૯
ચોવીશી વર્તમાન ને, વંદે બહુ ઠામે ય,
અનાગત વાંદ્યા નથી, દેખો ચોથા અંગેય, ૫૦
ત્રીજો નીક્ષેપો દ્રવ્ય તસુ, ગણુધર વાંદયો નાહી,
તો બીજો નીક્ષેપો સ્થાપના, કેમ વંદી જે તાહી. ૫૧
દ્રવ્ય તીર્થંકર કૃષ્ણુ હતા, દીધા શ્રી નેમ બતાય,
શ્રી નેમ તણુા સાધુ સાધવી, ત્યાં કેમ નહી
વાંદ્યા પાય. ૫૨
ઉલટો કૃષ્ણુ ભણી તસુ, દીયો પગે લગાય,
તો ચોવીસ્થો કરતા છતાં, કેમ વાંદે મુનીરાય. ૫૩
દ્રવ્ય જીન શ્રેણીકરાય હતો, દીધો શ્રીવીર બતાય,
શ્રી વીર તણુા સાધુ સાધવી, કેમ નહી
વાંદયાં પાય. ૫૪
તીર્થંકર વંદણુ તણી, તેની રાણીઓને ચહાય,
તો કૃષ્ણુ અને શ્રેણીક તણુા, ત્યાં કેમ નહી વાંદયાંપાય ૫૫

ઉલટી કરી વીડંમ્બના, જાણીને ભરથાર,
તો ચોવીસ્થો કરતાં છતાં, કેમ વાંદે અણગાર. ૫૬
જીન વાંદે ત્રણ કાળના, નમુત્થુણુંને અંત,
કોઇ સુત્રમાં તે નથી, જુઓજી બુદ્ધિવંત. ૫૭
જે કોઇ જીવ અજીવનું, નામ આવશ્યક દેહ,
તે આવશ્યકનો પ્રભુ, નામ નીક્ષેપ કહેહ. ૫૮
અનુયોગદ્વાર વીશે એવો, પ્રગટ પાઠ પહીછાણુ,
તેમ હીજ તીર્થંકર તણું, નામ નિક્ષેપો જાણુ. ૫૯
રૂષભદેવ ભગવાનનો, નામ નીક્ષેપો તેહ.
જેમ કોઈ જીવ અજીવનુ, રૂષભ નામ છે જેહ,
જો વાંદો નામ નીક્ષેપને, તો તે રૂષભારા પાય,
કેમ નહિ વાંદો તમે, તુમશ્રધ્ધારે ન્યાય. ૬૧
કોઇનો નામ દીધો વળી, અરીહંતને ભગવાન,
નામ અરીહંત વંદો તમે, તો કેમ નહી વાંદો જાન. ૬૨
સીદ્ધ નીરંજન નામ પણ, દેખાય બહુ જગ માંય,
નામ સીદ્ધ વાંદો તમે, તો કેમ નહી વાંદો પાય. ૬૩
કેઈક મનુષાના કારટા. તે પણ કહે આચાર્યતાય
વંદો નામ આચાર્ય તમે, તો કેમ નહિ વંદોપાય ૬૪
કેઇક બ્રાહ્મણલોકમાં, કહેવાય છે ઉપાધ્યાય,
નામ ઉપાધ્યાય વંદો તમે, તો કેમ નહિ વંદોપાય ૬૫
જોગી સંન્યાસી પ્રમુખ, સાધું નામ કહાય,
નામ સાધુ વાંદો તમેહ, તો કેમ ન વંદોપાય ૬૬
જ્ઞાન દર્શન ચારિત્રના, ગુણ નહી જે મ્હાય,
તે વંદવા જોગ કેમ, નિર્મલ વિચારો ન્યાય ૬૭

કોઇ કહે આચાર્યનાં, ઉપાધ્યાયના તાહિ,
ઉપગ્રણુની આશાતના, કહી ટાલવી કાંહિ ૬૮
જ્ઞાન દર્શન ચારિત તણું, તે ઉપધિની માંહિ
કેહવા ગુન છે તે ભણી, ઉપધિ સંઘટવું નાહિ ૬૯
નવમે દશવૈકાલિકે, બીજા ઉદ્દેશે ખ્યાત
એમ કહે ઉત્તર તેહનું, સાંભલજો અવદાત ૭૦
સુત્ર વિષે તો એમ કહ્યો, ગુરૂ કાયાએ કરેહ
તેમજ ગુરૂના ઉપધિાદિ, સંઘટો થયે છતેહ ૭૧
મુજ અપરાધ ખમોં તમેહ, વલિન હું કરૂં કોય,
એમ બોલે સુવિનીત શિષ્ય, તેનો ન્યાય હવે જોય ૭૨
આચાર્યના ઉપધીએ, તેના પ્રયોગે આય,
જેમ ગુરૂના સહવર્તી તનુ, તેમ ઉપધી પણ તાય ૭૩
ભાવ નીક્ષેપે ગણપતિ, તેના ઉપધી શરીર જેમ
તેનો સંઘટ થયા ખામવુ, ભાખ્યુ સુત્રે એમ ૭૪
થયું વળી અપરાધ મુઝ, ખમો તમે અવલોય
એ વચન પ્રત્યક્ષ ગુરૂ તણે, ન્યાય વીચારી જોય ૭૫
જો ખમાયવો હુવે ઉપધીને, તો જુઓ ચીત્ત દેહ
વંદના કરી ખમાયવે, ઉપગ્રણ સ્યું જાણેહ ૭૬
એ તો ઉપધી સહીતજે, આચારજ ની જોય
કહી આશાતના ટાળવી, નથી અન્યથા કોય ૭૭
સયન આશન ગણપતી તણા, તેને સંઘટવું નાહી
તેહીજ આચાર્ય વીહાર કરી, ગયા હોય જો તાહી ૭૮
સયણાશણ તેજ હુવે, શીષ્ય સેવે કે નાહી
ભોગવીયા આશાતના, લાગે કે નાહી તાહી ૭૯

જે પૃથ્વી સીલા ઉપરે, બેઠા શ્રી ભગવાન
કાલાન્તરે ગૌયમ સુધર્મ, બેઠા કે નહી જાણુ ૮૦
છાયા ગણીના શરીરની, શીષ્ય આક્રમીં તાસ
ચાલે કે ચાલે નહી, જુવો હૈયે વીમાસ ૮૧
તમારે લેખે છાયા ભણી, આક્રમવુ પણ નાંહી,
સંઘટો પણ કરવો નહી, ગુરૂ છાયાનુ તાહી. ૮૨
તે માટે એ સ્થાપના, વંદન યોગ્ય ન હોય,
જ્ઞાન દર્શન ચારીત્ર તણા, તેમાં ગુણ ન કોય. ૮૩
અથવા આચાર્ય તણા, પગલા તાસું પીછાણુ,
તમે કરો છો સ્થાપના, તેહને વંદો જાણુ. ૮૪
તો ચાલે ગુરૂ કેડે શીષ્ય, વીહાર કરતા જોય,
ધરતી ઉપર ગુરૂ તણાં, પગલા પડે સોય. ૮૫
ચેલાના પગ તે ઉપરે, પડયા દંડ સ્યુઆય,
વંદનીક પગલા કહો, તે લેખે દંડ પાય. ૮૬
ચારીત્ર સહીત જે ગુરૂ ભણી, વંદે તીરથ ચાર,
કાલ કીયા તે જ કાયને, બાળી નાંખે તે હવાર. ૮૭
જ્ઞાન દર્શન ચારીત્ર તણા, તેનામાં ગુણ નહી કોય,
તેથી દહન કીયા કીયા, આશાતના નહી હોય. ૮૮
કરી સ્થાપના તેહને, વાંધ્યા કહો છો ધર્મ,
તો એ મુળ શરીર બાળીયા, લાગે આશા
તના કર્મ. ૮૯
આવશ્યકનો જાણ હતો. કાલ કર્યો જેહ વાર,
દ્રવ્ય આવશ્યક તનુ કહ્યો, જુઓ અનુયોગદ્વાર. ૯૦

તેમ મુની કાલ કર્યાં છતાં, જીવ રહીત જે દેહ
દ્રવ્ય સાધુ કહીએ તેને, ન્યાય વિચારી લેહ ૯૧
વંદનીક દ્રવ્ય મુની કહો, તો તુઝ લેખે ત્હાય
દ્રવ્ય સાધુ બાળ્યા છતાં, આશાતના પણ થાય ૯૨
જમ્બુદ્વીપ પન્નતીમાં કહ્યો, જીન જન્મ્યાં સુરરાય
જન્મ ભુવન જીનવર તણા, તેને પ્રદક્ષણાં દેઆય ૯૩
જીનને વા જીન માત પ્રતે, પ્રદક્ષણા ત્રણ વાર
દેઇ હાથ જોડી કરી, વંદે શક્ર અવધાર ૯૪
હે ધરણહારી રત્ન કુક્ષીની, થાવો તુઝ નમસ્કાર
એહ વીધ સુરપતી ઉચરે, એ પણ જીત આચાર ૯૫
એ લેખે મરૂ દેવી પ્રતે, ઇન્દ્ર કર્યો નમસ્કાર
પણ સમકીત કોણ પાસે લહી, વારૂ ન્યાય વીચાર ૯૬
ગૃહસ્થપણે જીન જનકના, પદ પ્રણમે અવલોય
લોકીક હેતે જાણવું, ધર્મ હેતુ નહી કોય ૯૭
જ્ઞાતા અધ્યેયન આઠમે, મલ્લીનાથ ભગવાન
લાગી પગે પીતા તણે, લોકીક હેતે જાન ૯૮
મલ્લીનાથ થયા કેવલી, ત્યાર પછી મા તાત
વાણી સાંભળી શ્રાવક થયા, પાઠ વીશે અવદાત ૯૯
એ લેખે મલ્લીનો પીતા, પહેલા શ્રાવક નાહી,
તેના પગ પ્રણમ્યા મલ્લી, ધર્મ નહી તે માંહી. ૧૦૦
તેમજ દ્રવ્ય જીનવર ભણી, ઇન્દ્ર કરે નમસ્કાર,
એ તેનો રીત રીવાજ છે, શ્રી જીન આજ્ઞા બહાર. ૧૦૧
જીવ રહીત જીન દેહને, દ્રવ્ય જીન તેને કહેહ,
તે વંદનીક કંઇ વીધ હુવે, ન્યાય વીચારી લેહ. ૧૦૨

જો વંદનીક દ્રવ્ય હોવે તો તુમ લેખે કહેહ,
શરીરને દાઘ દીધા છતાં, આશાતના લાગેહ. ૧૦૩
જો દ્રવ્ય નીક્ષેપ વંદો તમે, તો જમાલી આદી
દ્રવ્ય સાધુ કહીએ તેને, વંદો કેમ ન સંવાદી ૧૦૪
ભાવે જે સાધુ હુતો, સેવ્યો તેણે અણાચાર
ભાવનીક્ષેપો તેનો ગયો, કે ગયો દ્રવ્ય જે વાર ૧૦૫
મુની વેસે સેવ્યો તેણે, અણાચાર અવધાર
તે દ્રવ્ય મુની વંદો કે નહી, ધર્મ હેતુ ધર પ્યાર ૧૦૬
કૃષ્ણાદીક નરકે પડયા, દ્રવ્ય જીનવર કહેવાય
ભાવે કહીયે નેરીયા, વંદનીક તે નાંય ૧૦૭
તીર્થંકર જન્મ્યા પછી, તે પણ દ્રવ્ય જીનરાય
ભાવ નીક્ષેપે તેહને, ગૃહસ્થી કહીયે તહાંય ૧૦૮
તીર્થંકર દીક્ષા લીધા, તે દ્રવ્ય જીન કહેવાય
ભાવે તે મોટા મુની, વંદનીક તેના પાય ૧૦૯
ચોવીસ અતીશય ઓપતા, વાણી ગુણ પેત્રીસ
કેવલ જ્ઞાન થયા પછી, ભાવે જીન જગદીશ ૧૧૦
વંદનીક ભાવે મુની, વળી ભાવે જીનરાય
ઓળખને જપતાં થકાં, પાતીક દુર પલાય ૧૧૧

॥ ઇતી નીક્ષેપા અધીકાર ॥

## ॥ ચોથો અમ્મડ અધીકાર ॥

દોહરા

કોઇ કહે અમ્મડ કહ્યું, અરીહંન્ત વીણ અવલોય
વળી અરીહંન્તના ચૈત્ય વના, નથી વાંદવા મોય ૧

પહેલા ઉપાંગ વીષે એવો, આખ્યો શ્રી જીનરાય
તે અરીહન્તના ચૈત્ય કોણ, તેનો ઉતર કહેવાય ૨
અરીહન્ત તો પહેલા પદ વીષે, પ્રતીમા ચૈત્ર કહેવાય
તો મુનીવર નહી વંદવા, અન્ય વર્જ્યા તે ન્યાય ૩
મુનીપદ તો છે પાંચમો, તે ધુર પદમાં નહી આય
તે કારણ અરીહન્તના, ચૈત્ય મુની કહીવાય ૪
જીન પ્રતીમા જીન સારખી, તમે કહો તે ન્યાય
પ્રતીમા ધુર પદ થઇ, મુની ધુર પદ નહી આય ૫
અરી હંત તો એ દેવ છે, અરી હંત ચૈત્ય સુસંત,
તેહ ગુરૂએ દેવ ગુરૂ, વીના ન બીજા વદંત. ૬

॥ ઇતી ॥

## ॥ પાંચમુ આનન્દ અધીકાર ॥

દોહરા

કોઇ કહે આણુંદ કહ્યો, અનતીર્થંક સંગ્રહીત,
અરીહંતના જે ચૈત્ય પ્રતે, વંદુ નહી પ્રતીત. ૧
એહ સાતમા અંગમાં, દાખ્યો ગણધર દેવ,
તે અરીહંતના ચૈત્ય કોણ, ઉત્તર તેનો કહેવ. ૨
આનંદ કહ્યું અણ તીથકંને, અણ તીર્થંકના દેવ,
અન્ય તીર્થંક પરીગ્રહી તજે, અરીહંત ચૈત્ય કહેવ. ૩
એ ત્રણે ને વંદના, કરવી કલ્પે નાહી,
નમસ્કાર કરવો નહી, એ ત્રણે ને તાહી. ૪
પહેલા બોલાવ્યા વીના, બોલુ નહી એકવાર,
વારંવાર બોલુ નહી, આપુ નહી તેને આહાર. ૫

ચૈત્ય ઇહાં પ્રતીમા હુવે, તો બોલાવે કેમ,
વલી આપે અશનાદી કેમ, ન્યાય વીચારો એમ. ૬
કોઇ કહે તસુ દેવને, કેમ બોલાવે તાય
વળી અશણાદીક કેમ દે, નીર્મળ સુણો તસ ન્યાય ૭
પુત્ર સુજેષ્ટાનો કહ્યો, મહાદેવ તેનો દેવ
નવમે ઠાણે અર્થમે, તે વીરથકા સ્વયંમેવ ૮
ચેડા રાજાની સુતા, તે સુજેષ્ટા જાણ
તે કારણ તેનો દેવતે, વીદ્યમાન પીછાણ ૯
તેને બોલાવે નહી, વળી નહી આપે આહાર
વળી ચૈત્યસુની અરીહંતના, ભ્રષ્ટ થયા તેણવાર ૧૦
તે અન્ય તીર્થીકમાં જઇ મળ્યા, અન્ય તીર્થીક પણ તાસ
ગ્રહણ કર્યાનીજ મત વીશે, અન્યતીર્થીક ગ્રહીતવીમાસ ૧૧
નહી બોલાવુ તેહને, વળી નહી આપુ આહાર
અભીગ્રહ એ આનન્દ લીયો, વારૂ ન્યાય વીચાર ૧૨

॥ ઇતી ॥

## છઠું જંઘા વીદ્યાચારણ અધીકાર

દોહરા

કોઇ કહે મુની લબ્ધીધર, જંઘા વીદ્યાચાર
જાએ રૂચક નંદીશ્વરે, વંદે ચૈત્ય તે વાર ૧
વીસમેં સતકે ભગવતી, નવમે ઉદ્દેશ વિદેહ,
પ્રભુ કહ્યા તે ચૈત્ય કોણ, ઉત્તર તાસ કહેહ. ૨
જંઘા વિદ્યા ચારણા, રૂચક નન્દીશ્વર જાય,
ત્યાં વન્દે પાઠ છે, પણ નમસઇ નાય. ૩

માનુષોત્તર ગિરી વિષે, કૂંટ ચાર અખ્યાત,
નથી કહ્યું સિદ્ધાયતન, ચોથે ઠાણે અવદાત. ૪
વૃત્તિ વિષે બાર કહ્યા, ત્યાં દેવતા વાસ,
આખ્યા પણ સિદ્ધાયતન, કુંટ કહ્યો નહિ તાસ. ૫
ત્યાં ચૈત્ય વન્દે કયા, તેથી ચૈત્ય તે સુજ્ઞાન,
કરે તાસ ગુણગ્રામ અતિ, દેખી ને તે સ્થાન. ૬
ધન ભગવન્તનો જ્ઞાનએ, ધન્ય ભગવન્તનો જ્ઞાન,
જેમ કહ્યું તેમજ સહુ, એમ કરે સ્તુતી જાણ. ૭
નમસઇ ત્યાં પાઠ નહીં, વન્દઇ પાઠ જ એક,
તેહનો છે સ્તુતિ અર્થ, જુવો ધરી સુવિવેક. ૮
પ્રશ્ન હજારો પૂછિયા, ગાૈતમ પાંચમે અંગ,
ત્યાં વન્દઇ નમસઇ છે, બેઊ પાઠ છે સુચંગ. ૯
એ તો છે અતિ અજબ ગતી, રૂચક
દ્વીપ સુધી જાય,
તિહાં નમંસઇ પાઠ નહીં, નમોત્થુણં પણ નાય. ૧૦
શ્રાવક તુગિયાંનાં પ્રવર, આયા સ્થીવરજી પાસ,
ત્યાં વન્દઇ નમંસઇ, બંન્નેપાઠ ગુણ રાસ. ૧૧
જો પ્રતિમાં વન્દન ગયા, તો કરતા નમસ્કાર,
નમોત્થુણં ગુણુતે વલિ, દેખો હૃદય વિચાર. ૧૨
તથા ચૈત્ય તે જીન બહુ, તે તણાં ગુણ ગાય,
ધન્ય પ્રભુ ધન્ય પ્રભુ એમ કહેતસું, સત્ય વચન
સુખદાય ૧૩
કોઇ કહે પ્રભુજી ને વળી, ચૈત્ય કિહાં આખ્યાત,
કહીએ ઉત્તર તેહને. સુણજયો સુગણ સુજાત ૧૪

સૂર્યાભે મન ચિન્તવ્યું, કલ્યાણકારી સ્વામ,
દુર્ગતી ઉપશમ કારી થકી, મંગલીક અભિરામ ૧૫
ત્રણ લોકના અધિપતિ, તેથી દેવના નાથ,
કારણ સુપ્રસન્ન મનતણાં, તેથી ચૈત્ય આખ્યાત ૧૬
રાય પ્રશેણી વૃત્તિમાં, ચૈત્ય અર્થ જીન ખ્યાત,
તે માટે ઇહાં સંભવે, બહુ જીન ગુણ અવદાત ૧૭
બહુ જીનેન્દ્ર કે જીન કહે, રૂચક નન્દીશ્વર માંય,
ભાવ કહ્યા તેમજ સહુ, જોઈ હૈયો હુલસાય ૧૮
ધન્ય જીનેન્દ્ર ધન્ય કેવલી, ગિરી કુંટાદિક જેહ,
જેમ કહ્યા તેમ જ છે એ, એમ તેની સ્તુતિ કરેહ ૧૯
તે માટે અહિંઆ ચૈત્ય તે, બહુ જીન કહીએ સોયે,
વન્દઈ તેની સ્તુતી કરે, એ અર્થ પણ હોય ૨૦
વગર આલોવે તે મુની, કાલ કરે જો કોય,
તેને વિરાધક પ્રભુ કહ્યો, પાઠ વિષે અવલોય ૨૧
ત્યારે કોઇ તર્ક કરે એમ, દિસાં ગોચરી જાય,
પાછા આવી પડિક્કમે, ઇર્યાવહી મુનિરાય ૨૨
તેમ એ પણ આવી કરી, ઇર્યાવહી ગુણેય,
તેને ઉત્તર કહીયે હવે, સાંભળજ્યો ચિત્ત દેય ૨૩
દિસાં ગોચરી મુની જઇ, આવતા કીધો કાલ,
તે વિરાધક નહી હુવે, જુવો નયણ નિહાલ ૨૪
જંઘા વિદ્યાચારણા, આવતા જતા કીધો કાલ,
તેને વિરાધક પ્રભુ કહ્યા, નથી આરાધક ન્હાલ. ૨૫
તેથી ઇર્યા વહી તણો, નથી મલતો એ ન્યાય,
લબ્ધી ફોડવી તેહનો, દંડ કહ્યો જીનરાય. ૨૬

દોહરા

ધર્મ માટે હિન્સા કીધા, તમે દોષ કહો નાંહિ,
પુષ્પ આદિ આરંભમાં, ધર્મ કહો છો તાહિ. ૨૭
તો યાત્રા કરવા માટે, લબ્ધી ફોરી જેહે,
ધર્મ સારૂ એ કાર્યનો, કેમ પ્રભુ દંડ કહેહ. ૨૮
જાત્રા અર્થે લબ્ધિ જે, ફોરવિયાં દંડ આય,
તો પુષ્પઆદિ કાર્યમાં, ધર્મ પુન્ય કેમ થાય. ૨૯

ઇતિ

## ॥ સાતમું ધર્મ અર્થ હિન્સા ન ગણે તહનો ઉત્તરનો અધિકાર ॥

દોહરા

કોઇ કહે ધર્મ કારણે, જીવહણે જો કોય,
પાપ ન લાગે તેહને, હવે તેનું ઉત્તર જોય. ૧
દેવલ પ્રતિમાં કારણે, હણે જો પૃથ્વી કાય,
મન્દ બુદ્ધિ તેહને કહ્યા, દશમાં અંગની મ્હાય, ૨
અર્થ ધર્મને માટે હણે, મન્દ બુદ્ધિ કહ્યા તાસ,
એ પણ દશમાં અંગમાં, પ્રથમ અધ્યેન વિમાસ ૩
જન્મ મર્ણ મુકાવવા, હણે જે પૃથ્વી કાય,
કહ્યા અર્હત અબોધ તસું, પ્રથમ અંગની મ્હાય. ૪
ધર્મ માટે જીવ હણે, દોષ ઇહાં નહ કોય,
એ અનાર્યનું વચન, આચારંગે જોય. ૫
જીન આલય સાવધ સહુ, વચન માત્ર પણ સોય,
મુજને આચરવા નહી, પરૂપવા નહીં કોય. ૬

મહાનિશીથને પાંચ મે, કમલ પ્રભાઃ એમ ખ્યાત,
સાવધ પાપ સહિતમાં, ધર્મ પુન્ય કિમ થાત. ૭
ગ્રન્થ સંઘ પટ્ટક કીધો, જીન વલ્લભ સુરેણુ,
જીન પ્રતિમાં યાત્રા ભણી, કેહવું કહ્યું છે તેણ. ૮
લોહના કાંટા ઉપરે, માંસ ડલી પ્રતિ તાહિ,
મુંઠી પકડે માંચ્છલી, માચ્છીમાર જગ માંહિ. ૯
તેમ જીન બિમ્બ જીન નામ કરી, મુગ્ધ લોક જે મીન,
જીન યાત્રા દિ ઉપાય કરિ, કુગુરૂ ઠગત મત હીન. ૧૦
॥ અત્ર જીન વલ્લભ સુરિકૃત સંઘ પટ્ટાની કાવ્ય ॥
॥ આ કૃષ્ટું મુગ્ધામીનાન્ બડિશ પિશિતવ ગ્બિંબમા
દર્શ્ય જૈનં ॥ તન્નામ્ના રમ્યરૂપાન પવર કમઠાન્
સ્વેષ્ટ સિદ્ધ યૈ વિધાય ॥ યાત્રા સ્નાત્રો ધુપાયૈ ર્નમ
સતિક નિશા જાગરાધે શ્છલૈશ્ચ ॥ શ્રદ્ધાલુ ર્નામ જૈનૈ
શ્છલિત ઇવ શઠૈ વંચ્ય તેહાજનોડયમ્ ॥ ૨૧ ॥

દોહરા

ભસ્મ ગ્રહ કરીને વલી, દશમુ અછેર કરેહ,
મિથ્યા મત કહ્યું સંઘપટ્ટે, જીન વલ્લભ સૂરેહ. ૧૧
ચંદ્રબિંબ પ્રતિબાળત્રીન, ગ્રહવું કોણ વંછેહ,
ત્રીજા કાવ્ય નકતા મરે, ન્યાય વિચારી લેહ, ૧૨
તેમજ જે જીન બિંબપ્રતે, જીન જાણીને જેહ,
બાળ અજાણ વિના કોણ, અંગીકાર કરેહ. ૧૩
દ્રવ્ય પૂજા સાવધ છે, કે નિરવધ આખ્યાત,
ઉત્તર હૈયે વિચારિયે, છોડીને પક્ષપાત. ૧૪

નિરવધ છે તો મુનિ કરે, ગૃહસ્થી સામાયક મ્હાય,
તે પણ દ્રવ્ય પૂજા કરે, તમારી શ્રદ્ધાને ન્યાય. ૧૫
જો સાવધ દ્રવ્ય પૂજા હોય, તેથી મુનિન કરેહ,
તો સાવધમાંહિ ધર્મ પુન્ય, કેમ કહીયે તેહ. ૧૬
આરંભજે છકાયનાં, પચણુ પચાવણુ જાસ,
પોતા પારકા કે બંને અર્થે કીયાં, નિન્દૂ
ગરહૂ તાસ. ૧૭
એમ કહ્યું વંન્દીતા વિષે, સાતમી ગાથા જોય,
તો સાહમ્મી વરછલ વિષે, ધર્મ પુન્ય કેમ હોય. ૧૮

ઇતિ

॥ અત્રે વંદીતુની ગાથા ॥

છક્કાય સમારંભે, પયણુ પયાવણુજે દોસા ॥
અત્તટ્ઠા પરટ્ઠા અ, ઉભયટ્ઠા ચેવતં નિન્દે ॥

ઇતિ

## ॥ આઠમો સુર્યાભ અધિકાર ॥

### દોહરો

કોઇ કહે સુર્યાભસુર, પ્રતિમાં પૂજી તાંમ
ત્યાં હિત સુક્ષમ પાઠ હે, નિસેસ્સાએ અનુગામ. ૧
તે નિસેસ્સાનું અર્થ તો, મોક્ષ અમર પદ હોય,
તે માટે શિવ હેતુ એ, તેનો ઉત્તર હવે જોય. ૨
રાય પ્રશેણીમાં કહ્યું, જે સુર્યાભ સુદેવ,
ઉપજિયો ત્યારે ચિન્તવ્યું, મનમાંહી સ્વયમેવ. ૩

શું મુજને કરવું હવે, પહેલાં પછી જ કાજ,
શું મને પહેલાં શ્રેય છે, શ્રેય વલી પછી સમાજ. ૪
શું મને પહેલાં ને પછી, હિત સુખમ નિસ્સેસાહિ,
અનુગામી કેડે હુઇ, એમ ચિન્તવ્યો મન માંહિ. ૫
સામાનિક પરીષધ સુરે, જાણીએ અધ્યવસાય,
કરજોડી સુર્યાભ પ્રતિ, બોલ્યા એમ વધાય. ૬
જીન પ્રતિમાં દાઢાં પ્રતે, આપ ભણી અવલોય,
અન્ય બહુ વૈમાનીક દેવો, દેવી માટે વલી જોય. ૭
અચરણ જોગ જ જાવ વલી, સેવા જોગ જ જેહ.
તે માટે પહેલાં પછી, તમારે કરવું એહ. ૮
પહેલાં પછી જ એ શ્રેય, પૂર્વ પચ્છા પણ જોય,
હિત સુખમ નિસ્સેસાએ છે, અનુગામિક અવલોય. ૯
એમ સાંભલ સુર્યાભસુર, હૃષ્ટ તુષ્ટ સલહીજ,
યાવત વિકસ્યો હૃદય વલી, ઊઠયો સેજ્યા થકીજ. ૧૦
પ્રવર સભા ઉપપાતથી, નીકલી કુંડ વિષેહ,
આવીને તે દ્રહ પ્રતે, તથા પ્રદક્ષણા દેહ. ૧૧
કુંડમાં ઉતરી સ્નાન કરે, જિહાં અભિષેક,
ત્યાં આવી સિંઘાશણે, બેઠો પૂર્વ સમ્પેખ. ૧૨
સામાનિક સભા પ્રમુખ, સુર સુર્યાભ પ્રતેહ,
આઠ હજાર ને ચોંસઠવલી, પાણી ભરિયા કલશેહ. ૧૩
ઇન્દ્રાવિષેક કરી કહે, સુરગણમાં જેમ ઇન્દ્ર,
તારા ગણમાં ચંદ્ર જેમ, અસુર વિષે અમરિન્દ્ર. ૧૪
નાગ વિષે ધરણિન્દ્ર જેમ, ભરત ચક્રી મનુષ્ય માંહિ,
[illegible]

ચાર હજાર સામાનિકા, યાવત સોલ હજાર,
આતમ રક્ષક દેવતા, તે તણોં અવધાર. ૧૬
અધિપતીવલી સ્વામી પણું, કરતાં થકા સોય,
પાલતા રહેજો તમે, એમ કહે દેવ અવલોય. ૧૭
અંલકાર સભા ત્યાં, આવી કરે અલંકાર,
આવી વ્યવસાએ સભા, પુસ્તક વાંચી તેવાર. ૧૮

## સુર્યાભ અધીકાર

પછી આવી સિદ્ધાયતન, પ્રતિમાં આદિક પૂજેહ,
સુત્રમાં વિસ્તાર છે બહુ, અહીયા કહ્યું સક્ષેપેહ. ૧૯
એમ પ્રતિમાં દાઢાં પનગ, પુતલી અદિક પેખ,
બહુ વાના પૂજ્યા તેણે, સ્વર્ગ રીતથી દેખ. ૨૦
ઉપજ્યો સુર્યાભ તએ, ચિન્તવિયા મન જેય,
પૂર્વ પછી કરવું કયું, મને પૂર્વ પછે શું શ્રેય ૨૨
જે કાર્ય કીધા થકી, પહેલાં પછીથી મોય,
હિત સુખ પ્રમુખભણીહુવે, એમ વિચાર્યું સોય. ૨૨
ધર્મ કાર્ય તો જાણતો, સમદ્રષ્ટિ હુતો જેહ,
તે માટે શું ચિન્તવે, કેમ તસું અમર વદેહ. ૨૩
પણ રાજ બેસતા કામ જે, કરવું પુર્વ પછેહ
તે કામ સંસારના, મંગળ હેતુ કહેહ ૨૪
તે રીત નહી જાણુતો, નવો ઉપજ્યો એહ
તેહથી ચીતવ્યું મારે કયુ, કરવુ પુર્વ પછેહ ૨૫
એહ વિચાર સુર્યાભના, સામાનીક સુરધાર
વળી પરખદાના દેવતા, જાણ લીધા તેણુવાર ૨૬

એ જુના હતા તે ભણી, રાજ બેસતા તહાય
કારજ કરવો તેહના, જાણકાર હતા અધીકાય ૨૭
તે માટે સુર સ્થીતી હતી, તે દીધી તેણે બતાય
જીન પ્રતમા દાઢા ભણી, કહ્યો પુજવો તાય ૨૮
સ્વર્ગ રીત જાણી કહ્યુ, સુર્યાભદેવ પ્રતેહ
પુજા હીત સુખ પ્રમુખપણુ, પ્રભુ કહ્યા વચએહ ૨૯
પુવ્વી પચ્છા પાઠ ત્યાં, પહીલા પછે સુજોય
હીત સુખ આદી કહ્યો સુરે, પણ પેચ્ચા પાઠ ન કોય ૩૦
પુર્વ પછા ને અભાવે, દ્રવ્ય મંગળ કહેવાય
વીઘ્ન ઉપસમ અર્થે કર્યો, રાજ બેસતા તહાય ૩૧
શ્રાવક તુંગીયા નાસ્થીવર, વદન જાતા કીધ
સરશવ દુધ અક્ષત દહી, દ્રવ્ય મંગળીક પસીદ્ધ ૩૨
ઊતરાધ્યન બાવીસમે, દ્રવ્ય મંગળ સંવાદી
તોરણ જતા નેમ કુત, દધી અક્ષત દ્રોવાદી ૩૩
તેમજ સુર્યાભિ કરી, સંસારીક મંગળીક
પુજા જીન પ્રતીમાદીની, સ્વર્ગ રીત તહતીક ૩૪
પ્રભુ વંદન સમયે કહ્યું, પેચ્ચા હીત સુખઆદી
પેચ્ચા તે પરભવ વિષે, જુઓ તજી અસમાધી ૩૫
પ્રતીમા ત્યાં પુવ્વી પચ્છા, વળી વંદન જીનરાય
પેચ્ચા પાઠ કહ્યો તીહાં, રાયપ્રશ્રેણી માંય ૩૬

## સુર્યાભા ધીકાર

પંચમાં અંગ બીજે શતક, પ્રથમ ઉદેશે પેખ
ખંધક દીક્ષા અવશારે, એહ વીધ કહ્યું વીશેખ ૩૭

ધન કાઢે ગૃહસ્થી આગથી, પચ્છા પુરાએ તાય
વંછીત કાલથકી પછી, વળી પહેલા કહેવાય ૩૮
તે ગૃહસ્થી જાણે મને થશે, એ ધન હીત
સુખ કાજ
ક્ષમ સમરથ નીસ્સેસાયજે, વળી અનુગામીક સાજ ૩૯
તેમ જન્મ મરણુની લાયથી, સ્વ આત્મ કાઢયા તાય
પરલોક હીત સુખ ભણી, વળી મુજ ક્ષેમ
નીસેસ્સાય ૪૦
એધ કહ્યું ધન લાયથી, કાઢયા પુર્વ પશ્ચાત
હીત સુખ ક્ષેમ નીસ્સેસાય વળી, પણ પેચ્ચા
પાઠ નખ્યાત ૪૧
તેમ જરા મરણુની લાયથી, સ્વ આત્મા કાઢયા સોય
થશે વીછેદ સંસારનું, જ્ઞાતા પ્રથમ મે જોય ૪૨
પ્રતીમાની પુજા તોહા, લાયથકી ધન બહાર
કાઢે ત્યાં પચ્છા પ્રથમ, તે આ ભવમાં ધાર ૪૩
જીન વંદને પેચ્યા કહ્યું, ચારીત્ર લીધા પરલોક
તે પર ભવહીત સુખ પ્રમુખ, જુઓ દઈ ઉપયોગ ૪૪
કોઇ કહે પ્રતીમા તણી, પુજા છે નીરદોષ
હીત સુખ ક્ષેમ નીસ્સેસાએ કહ્યું. નીસ્સેસાયે
તે મોક્ષ ૪૫
તેને કહીએ ધન આગથી, કાઢે તેને પણ સોય
હીત સુખ ક્ષેમ નીસ્સેસાએ કહ્યું, અઇયાં મોક્ષ સુહોય ૪૬
ધન કાઢે જે આગથી, આ ભવ પુર્વ પશ્ચાત
દારીદ્રથી મુકાવનો, તે મોક્ષ દારીદ્રની ખ્યાત ૪૭

તેમ પુજા મંગલીક અરથ, આ ભવ પુર્વ પશ્ચાત
વીઘ્ન થકી મુકાવવો, તે મોક્ષ વીઘ્નની ખ્યાત ૪૮
સતક પંદરમે ભગવતી આણંદ થીવર પ્રત્યેહ
ગોશાલે જે વણીકનું, આખ્યુ દ્રષ્ટાંત દેહ ૪૯
ચોથો વલ્ગુ ફોડતાં, વૃદ્ધ પુરૂષ તેહવાર
ફોડણવાલા પુરૂષનુ, હીત સુખ વંછણહાર ૫૦
પથ્ય આનંદ કારણતણું, વંછણહારો તેહ
અનુકંપા કારક તીકો, નીશ્ચય જશ વંછેહ ૫૧
નીસ્સેસાઅનુ અર્થ જે, કહયો વૃતી વીષેહ
વંછેહ મોક્ષજ વીપત્તાની, વીપત મુંકાયવું જેહ ૫૨
તેમ પ્રતીમાં પુજે તીહાં, નીસ્સેસાય આખ્યાત
વીઘ્નતણી એ મોક્ષહે, વીઘ્ન મુકાયવું ખ્યાત ૫૩
એ દ્રવ્ય મંગળ રાજ બેસતાં જે જગ માંહી ગીણેહ
વીઘ્ન ન પડે નહી રાજમેં, દહી અક્ષત જેમ જેહ ૫૪
કોઈ કહે પ્રતીમા તણી, પુજાથી કહેવાય
અનુગામીયાએ કહ્યું, ફળ તેને કેડે આય ૫૫
તસુ કહીયે ધન લાયથી, કાઢે તસુ પણુ સોય
અનુગામીયા એ એવો, પાઠ સરીખો જોય ૫૬
જે ધન કાઢે આગથી, આ ભવ પુર્વ પશ્ચાત
તેને ફળ ધન કાઢવા તણું, જ્યાં જાય તીહા આત ૫૭
વીમાન અધીપતી અભવ્યથા, સ્વર્ગતણી સ્થીતીવંત
સહુ સુર્યાભ તણી પરે, પ્રતીમાદીક પુજંત ૫૮
તેમ પુજા પ્રતીમા તણી એ ભવ પુર્વ પછાત
તસુ ફળ દ્રવ્ય મંગળ તણું, જ્યાં જાય ત્યાં આત ૫૯

શુભ સુંચક સંસારમેં, દહી અક્ષત દ્રોવાદી
તેમ પણ એ સુરલોકમે, શુભ સુચક સંવાદ ૬૦
ભાષા શ્રી જીનરાયની, ગાવે વીવાહ વીવેહ
તેમ પ્રતીમા પુજા તણી, વળી નમોત્થુણું ગુણેહ ૬૧
રાજ બેસતા કામ જે, સહુ સંસારીક હેત
સ્વર્ગ સ્થીતી માટે કીયાં, ધર્મ પુન્ય નહી તેથ ૬૨
કોઇ કહે પુજા કીધા, એ ભવ વીઘ્ન મીટેહ
પુણ્ય બંધ કેમ નવી કહો, હવે તેનો ઉત્તર લેહ ૬૩
ચઢયો સુર સંગ્રામમાં, કરી બહુ જન સંહાર
આવ્યો જીત ફતેહ કરી, સુજશ કરે બહુ નરનાર ૬૪
સાવધ યુદ્ધ તેથી કરી, અશુભ કર્મ બંધાય
તે અશુભ કર્મે કરી, સુજસ હુવે કીમ ત્હાય ૬૫
નામ કર્મની પ્રકૃતી, યસો કીર્તી પુન્ય જેહ
તે તો પાછળ ભવ બાંધી, વર શુભ યોગ્ય કરેહ ૬૬
તે યશો કીર્તી પુણ્ય પ્રકૃતી, યુદ્ધ સમય સુવીચાર
ઊદય આવી તે કારણે, સુજસ કરે નરનાર ૬૭
જન બહુ જાણે યુદ્ધથી, સુજસ થયો જગમાંય
પણ નહી જાણે પુર્વ બંધ, પુણ્ય થકી જશ પાય ૬૮
તુગીયાના શ્રાવકે કીધા, વીઘ્ન હરણને કાજ
દધી અક્ષત દ્રોવાદી જે, એમ હીજ નેમ સમાજ ૬૯
દધી અક્ષત દ્રોવાદી થકી, અશુભ કર્મ બંધાય
વીઘ્ન મટે કેમ તેહથી, કેમ સુખ સંપતી પાય ૭૦
વીઘ્ન મટે અરીજન હટે, સુખ સંપતી પામેહ
તે પુણ્ય પ્રકૃતી પુર્વભવે, બંધી શુભ જોગેહ ૭૧

તે પુણ્ય પ્રકૃતી કદાચ, મંગળ કીયાં પછેહ
ઉદય આવ્યા સુખ સમ્પજે, વળી બહુ વીઘ્ન મીટેહ ૭૨
જન જાણે મંગળ થકી, હીત સુખ પ્રમુખ જે થાય
પણ નહી જાણે પુર્વબંધ, પુણ્ય થકી એ થાય ૭૩
પુત્રાદીક પરણાયવે, આરા મોસર આદ
સુજસ હુવે તે પુર્વબંધ, પુણ્યે કરી સંવાદ ૭૪
બ્રહ્મા વીષ્ણુ મહેસ વળી, દેવી પુજા આદી
કીધા સુખ સંમ્પતી મળે, તે પુર્વપુણ્ય પ્રસાદી ૭૫
મહા આરંભ મહા પરી ગ્રહી, કરે પંચેન્દ્રી ઘાત
માસ ભક્ષણ એ ચાર થકી, નરકાયુ બંધાત ૭૬
નરકે પંચેન્દ્રીય પણો, પુણ્ય પ્રકૃતી છે જેહ
તે તો છે પુર્વ બંધયો, વર શુભ જોગ કરેહ ૭૭
પણ મહા આરમ્ભ આદી જે, ચાર કારણો કરી જોય
પંચેન્દ્રીયપણુ નહી બંધે, ન્યાય હીયે અવલોય ૭૮
તેમ પ્રતીમાં પુજ્યાં છતાં, હીત સુખ પ્રમુખ ન થાય
પુર્વ બંધે પુણ્ય હુવે, હીત સુખ ક્ષેમ નીસ્સેસાય ૭૯
વર સુર્યાભ વીમાનનો, અધીપતી દેવ કીંવાર
મીથ્યાદ્રષ્ટી પણ હોવે, ભવ્યા ભવ્ય વીચાર ૮૦
જે સુર્યાભે સાચવી, તે હીજ રીત તે વાર
રાજ બેસતાં સાચવે, વીમાન અધીપતી ધાર ૮૧
પ્રતીમાદીક પુજે તીકે, વળી નમોત્થુણું ગણેહ
તીણુસુએ સ્થીતી સ્વર્ગની, મંગલીક હેતેહ ૮૨
બહુ સાગર સુર સુરીતણું, અધીપતી પણો કરેહ
એ પણ વચન છે દેવાનુ, દેખો પાઠ વીસેહ ૮૩

આયુષ્ય જે સુર્યાભનું, ચાર પલ્યોપમ ખ્યાત
બહુ સાગર લગ કેમ રહે, જુઓ તજ પક્ષપાત ૮૪

## ગીતક છંદ

પ્રતીમા તણી પુજા તીહાં સુર્યાભને સુર આખીયે
પુવ્વી અને પચ્છા હીયાએ આદીપાઠ સુભાખીયે
પુવ્વી પચ્છા તે આ ભવે સંસારના મંગલી કહી
તુન્ગીયાદીના જેમ વીઘ્ન હરવા દ્રોવસરસવ-
તેમવહી ૧
સુર્યાભજીન વંદનતણી મનમાંહે ધારી છે તીહાં
પેચ્ચા હીયાએ પાઠ આદજ પ્રકટ અંતર એ જીહા
પેચ્ચા તીકો પરભવ વીશે હીત સુખ પ્રમુખ
પહીછાણવુ
પચ્છા અને પેચ્ચા બંન્નેનું અર્થ દીલમાં આણવુ ૨
ખંધક કહ્યો ધન આગથી કાઢે તે તો ચિન્ટે સહી
પચ્છા પુરાએ સુહાએ આદી પાઠ સુ પ્રગટહી
તેમ જરા મરણજ લાયથી નીજ આત્મા પ્રતી
કાઢયા થકે
મુજ હસે પરલોકે હીયાએ, પ્રમુખ પાઠ કહ્યા તીકે ૩
પ્રતીમાં તણી પુજા અને, ધન આગથી કાઢે વહી
પચ્છા હીયાંએ પાઠ છે, પણ પચ્છા વા પરભવ નહી
સુર્યાભજીન વંદન, અને જે ખંધકે દીક્ષા ગ્રહી
પેચ્ચા તથા પરભવે, એહવો પાઠ પણ પચ્છા નહી ૪
ચંપા તણા જન વૃન્દ, જીન વન્દન સમય એ
વીધ કહી

પ્રભુ વન્દતાં ફળ પેચ્ચા, ભવ વા આ ભવહી
તસુખ પ્રમુખહી
વળી તુન્ગીયાના શ્રાવકે પણ સ્થવીર વંદન સમ
યહી
ફળ વન્દનાનુ આ ભવે વાપરભવે થશે સહી ૫
શીવરાજ રૂષી વળી રૂષભદ-તે કહ્યું પ્રભુ વંદનતણું
ફળ આ ભવે વાં પરભવે હીત સુખ પ્રમુખ થશે ઘણુ
એમ જીન મુની પ્રતે વંદતા, ફળ પેચ્ચા વાપર
ભવ વહી
પણ પાઠ પચ્છા શબ્દ કીહાહી શુત્રમાં કહ્યાં
નહી ૬
અથ નવમુ ચેઇઠ્ઠી નીજજ રાઠ્ઠી શબ્દાર્થ અધીકાર

## દોહા

કોઇ કહે પ્રતીમા તણી વ્યાવચ કરવી સાર
આખી દશમાં અંગમાં ત્રીજે સંવર દ્વાર ૧
ઉત્તર તેહનો સાંભળો હવે, તે ઠાણે એમ વાચ
આરાધે એ ત્રીજુ વ્રત, તે કહેવું મુનીરાય ૨
ઉવધી ભાત પાણી જીકો, પ્રતીત ધરથી આણ
સંગ્રહ કરવા કુશળ વળી, કુશળ દાનમે જાણ ૩
તે કોને આપે તીકો, અત્યન્ત ગાઢો બાળ
દુર્બળ તે બળ રહીત જે, વળી ગ્લાન મુની
નીહાળ ૪
વૃદ્ધ તેને કહીયે સ્થીવર, ખમગ માસ ખમણાદી
પ્રવર્ત્તાવે જે યોગ્ય તેમ, પ્રવર્ત્તક તે સમ્વાદ ૫

આચાર જ ઊવજાય વળી, નવ શીષ્ય સાધર્મીક
તપસી કુળગણુ સંઘ એ, તસુ વ્યાવચ તહતીક ૬
કુલતે ગચ્છ સમુદાય છે, ચન્દ્રાદીક કહેવાય
ગણુ તે કુલ સમુદાય છે, સંઘ તે ગણુ સમુદાય ૭
એટલાની વ્યાવચ કરે, ચૈત્ય જ્ઞાન અર્થેહ
નીરજરાનુ અરથી છતો, કર્મક્ષયાથી તેહ ૮
પુજા શ્લાધા રહીત ચીત, દશ વીધ બહુ વીધ જેહ
કરે વ્યાવચ તૃતીય વૃત, આરાધે મુની તેહ ૯
અપ્રતીત કારી ઘર વીશે, પ્રવેશ ન કરે જાણુ
અપ્રતીત કારી ઘર તણો, નહી લેવે અન્નપાણુ ૧૦
અહીયા કહ્યું જે ઉપધી કરી, વળી ભાંત પાણુ કરેહ
અત્યંત બાળ પ્રમુખ તણી, કરે વ્યાવચ તેહ ૧૧
કોઇ કહે પ્રતીમા તણી, વ્યાવચ કરવી ખ્યાત
તો પ્રતીમાંરે એ ત્રણે, વસ્તુ કામ ન આત ૧૨
પ્રતીમાં અન્ન ખાતી નથી, પીતી નથીજ પાણુ
વસ્ત્ર ઓઢતી પણુ નથી, નથી પહરતી જાણુ ૧૩
તે માટે એમ સંભવે, ચૈત્ય જ્ઞાન અર્થેહ
નીરજરાનુ અર્થી છતો, કરે વ્યાવચ જેહ ૧૪
ચૈત્ય જ્ઞાન અર્થ કરે, એક અર્થ એ હોય
બીજો અર્થ કહીયે હવે, સાંભળજો અવલોય ૧૫
આરોધે એ તૃતીયવૃત તે કેહવુ મુનીરાય
એમ શીષ્ય પ્રશ્ન કરે છતે, હવે ગુરૂ ભાખે વાય ૧૬
ઊવધી ભાત પાણી જે, પ્રતીતઘરથી આણી
સંગ્રહ કરવામાં કુશળ, કુશળ દાનમે જાણી ૧૭

તે કેહુને આપે તે અત્યંત ગાઢો બાળ
દુર્બળરોગી વૃદ્ધ વળી, ખમગ પ્રવર્ત્તક નીહાળ ૧
આચારજ ઊવઝાય શીષ્ય, સાધર્મીક પીછાણ
તપસી કુલ ગણ સંઘ એ, ચૈત્ય તીકો જીન જાણ ૧
પુર્વ કહ્યા તે સર્વનું, અર્થ પ્રયોજન જેહ
નીરજરાનો અર્થી છતો, કરે વ્યાવચ તેહ ૨
પુજા શ્લાધા .રહીત ચીત્ત, દશ વીધ આચાર્યાદી
બહુ વીધ ભત્ત પાણાદીકરી, કરે અનેક પ્રકાર
સંવાદી ૨
ચીત્ત એહલાદ તે ભણી, ચૈત્ય કેવલી જાણ
ભાત પાણી તસુ આણી દે, વળી ઉપધાદીક દે આણ ૨
સુત્ર ભગવતી મેં કહ્યો, સીહો મુની સુજાણ
પાક કોલા વીર પ્રતે, વોહોરી આપ્યો આણ ૨
અન્ય કેવલી તેહને, ઉપધાદીક દે આણ
આરાધે એમ ત્રીજુ વૃત, મહા મુની ગુણ ખાણ ૨
રાય પ્રેસણીમે કહ્યા, વીર તણા ચાર નામ
કલ્યાણ મંગળ વલી દેવત ચૈત્ય સુ તામ ૨
મલ્યા ગીરી કૃત વૃતીમે, અર્થ એવો આખ્યાત
કલ્યાણકારી તે ભણી, કલ્યાણીક જગનાથ ૨
દુરીત વીઘ્ન જ તેહના, ઉપસમકારી સ્વામ
તે માટે જગનાથ ને, કહ્યો મંગલં નામ ૨
ત્રણ લોકના અધીપતી, તેથી દેવતખ્યાત
હેતુ સુપ્રશ્ન મન તણાં, તેથી ચૈત્ય સુંજાત ૨૮

ચૈત્ય શબ્દનું અર્થ એમ, આખ્યો છે તે સ્થાન
તે માટે એ ચૈત્ય જીન, તાસ વયાવચ જાણ ૨૯
મુનીના એ પણ નામ ચાર, કહયા છે બહુ ઠામ
કલ્યાણકારી તે ભણી, મુની કલ્યાણીક નામ ૩૦
દુરિતોં સમકારી પણે, મંગલ મુની કહેવાય
ચાર મંગળ મે જોઈ લો, ત્રીજો મંગળ તાય ૩૧
દવત કહેતા દેવ એ, પંચદેવમે તાહી
ધર્મદેવ મુનીને કહ્યા, શુત્ર ભગવતી માંહી ૩૨
ભવ દ્રવ્ય દેવ ભવાન્તરે, દેવ હોશે તે તાય
ચક્રી તે નર દેવ છે. ધર્મ દેવ મુનીરાય ૩૩
દેવાધી દેવ તીર્થંકરા, તેથી દૈવત વીર
ત્રણુલોકના અધીપતી, યુગ કેવળ ગુણહીર ૩૪
ભાવદેવ ચાર જાતના, ભવન પત્યાદીક જેહ
બારમે શર્તકે ભગવતી, નવમા ઊદેશ વીવેહ ૩૫
તે માટે એ ચૈત્ય જીન, તાસ વૈયાવચ તાંમ
નીરજરાનુ અર્થી છતો, કરેમુની ગુણધામ ૩૬
કોઇ કહે એ ચૈત્યનુ, અર્થ અહીયા જીન હે.ય
તો છેહડે એ કેમ કહ્યું, તેનો ઉત્તર હવે જોય ૩૭
ચૈત્ય તમે પ્રતીમા કહો, તો છેહડે કેમ ખ્યાત
તુમ લેખે તે. ધુર કહી, પછે અન્ય મુનીઆત ૩૮
જીન પ્રતીમા જીન સારખી, તુમે કહો છો સોય
તે માટે એ આદીમે, કેહવું ચૈત્ય સુ જોય ૩૯
અહીયા બાળ અત્યન્ત ધુર, દુબંળ ગ્લાન પશ્ચાત
સ્થીવર પ્રવર્તક ધુર કહી, પછી આચારજ ખ્યાત ૪૦

આચાર્ય પદનો પ્રથમ, કહેવું ધુર અલ્લાદ
ઠામ ઠામ વ્યાવચ વીષે, આચારજ પદ આદ ૪૧
અહીયા પ્રથમ બાળાદી કહી, પછી આચારજ જોય
તેહનુ કારણ કંઇ નહી, દેખો દીલ અવલોય ૪૨
તેમહીજ અંતે ચૈત્યજીન, અહીયા કહયુ છે સોય
તેહનુ પણ કારણ નહી, હીયે વીચારી જોય ૪૩
મુની સહચારી પણાથકી, પ્રથમ કહ્યા અણગાર
પછી ચૈત્ય તે જીન કહ્યા, તેમાં નહી દોષ લગાર ૪૪
ગણો અનુપુર્વી તમે, પદ તેના એકસો વીશ
પચ્છાનુપુર્વી વીષે, પહેલા મુની જગીશ ૪૫
ઊવઝાયા આચાર્યસીધ, અરીહંત અન્ત કહે
અન્નાપુર્વી વીષે, આઘા પાછા લેહ ૪૬
અનુયોગ દ્વારે આખીયો, પુર્વાનુપુર્વી જાન
પચ્છાનુપુર્વી વળી, અનાનુપુર્વી આન ૪૭
પુર્વાનુપુર્વી તીહાં, રૂષભ જાવ વર્ધમાન
મહાવીર યાવત રૂષભ, પશ્ચાનુંપુર્વી જાન ૪૮
આઘા પાછા નામ લે, અનાનુપુર્વી તેહ
એ ત્રણ અનુપુર્વી કહી, દેખોજી ચીત્ત દેહ ૪૯
સમાચારી દશ વીધ કહી, અનુયોગદ્વાર વીષેહ
ઇચ્છા મીચ્છા ધુર અખી, પુર્વાનુપુર્વી એહ ૫૦
ઊત્તરાધ્યેયન છવીસમે, આવસ્સીયા ધુરજોય
અન્નાનુ એહ છે, તેમાં દોષણા નહી કોય ૫૧
જ્ઞાન દર્શન ચારીત્ર તપ, શીવમગ એ ચાર સાર
ઊત્તરાધ્યાન અઠાવીસમે, પ્રથમ જ્ઞાન સુવીચાર ૫૨

તે હીજ અધ્યયનને કૃયા, રૂચી દર્શન જ્ઞાન ચારીત્ર
અહીયા દર્શનધુર આખીઓ, તેનું કારણુ ન કથીત્ત ૫૩
અભીણી બોધીક ધુર કહી, પછી કહ્યો શ્રુત જ્ઞાન
ભગવતી આદી વીષે પ્રભુ, પ્રગટ પાઠ પહીછાન ૫૪
ઊત્તરાધ્યેયન અઠ્ઠાવીસમે, કહયો પ્રથમ શ્રુત જ્ઞાન
અભીણી બોધ કહ્યો પછે, તેમાં દોષ નહી જાન ૫૫
પુર્વાનીપુર્વી કીહાં, કીહા દ્વીતીયા અવલોય
અનાનુપુર્વી કહી કીહાં, તેમાં દોષ નહી કોય ૫૬
પાંચ જ્ઞાનમાં જોઇ લો, છેહડે કેવળ જ્ઞાન
છેહડે દર્શન ચારમાં, કેવળ દર્શન જાન ૫૭
ચાર ધ્યાન માંહી વળી, છેહડે શુકલ ધ્યાન
છેહડે ગુણુસ્થાણુા મધ્યે, અજોગી ગુણુસ્થાન ૫૮
છેહડે ચાર જાત દેવમાં, વૈમાનિક સુરખ્યાત
ચારીત્રમાં છેહડે કહ્યું, યથાક્ષાત જગનાથ ૫૯
વળી છ નીયઠ્ઠાને વિષે, છેહડે સ્નાતક જાન
ઇત્યાદીક બહુ સુત્રમાં, ભાખ્યા શ્રી ભગવાન ૬૦
અનાનુપુર્વી કરી, અહીયા ચૈત્ય જીન અન્ત
ઉપધી ભાત પાણી કરી, તેની વ્યાવચ મુની રંત ૬૧
આરાધે એમ ત્રીજુ વ્રત, મહા મોટા મુનીરાય
બીજો અર્થ એ આખીયો, નીર્મળ વીચારો ન્યાય ૬૨
ચૈત્ય જ્ઞાન ધુર અર્થ કહ્યું, બીજો અર્થ જીન જ્ઞેય
વળી કેવળ જ્ઞાની વદે, તેહી જ સત્ય સુહોય ૬૩

અથ દશમુ ચમર સુધર્માગત અધીકાર

## દોહરા

કોઇ કહે અસુરેન્દ્ર જે, સ્વર્ગ સુધર્મે જાય
ત્યાં પ્રતિમાનુ શરણુ કહ્યું, તસુ ઉત્તર કહેવાય ૧
શુત્ર ભગવતી તૃતીયસત, બીજા ઊદ્દેસા માંય
ચમર વીરનુ શરણુ લે, સ્વર્ગ સુધર્મે જાય ૨

## ચમર સુધર્મા ગતાધીકાર

જઇ સુધર્મે શક્ર પ્રતી, બોલ્યો વીરૂઇ વાન
શક્ર કોપ કરી મુકીયો, વજ્ર સુ જવાજલ માન ૩
પછી ઇન્દ્રે વીચારીયો, વાન નેશ્રાય સુજોય
આવે ચમર સુધર્મ એ, એવી શકતી નહી હોય ૪
અરીહંત અરીહંત ચૈત્ય વળી, ભાવી તાત્મ અણુગાર
આવે એ ત્રણુ સરણુ લઇ, ચમર સુધર્મે ધાર ૫
તે માટે મહા દુઃખ એ, અરીહંતની અવલોય
ભગવંત ને અણુગારની, અતી આશાતન હોય ૬
એમ ચીન્તવ અવધે કરી, પ્રભુ કહે મુજ પ્રતે દેખ
શીઘ્ર ગમન કર સંગ્રહ્યો, વજ્ર પ્રતે સુવીશેખ ૭
અહીયા ત્રણુ શરણુામે પ્રથમ, અરીહંત કેવળધાર
અરીહંત ચૈત્ય છદમસ્થ જીન, ચીહું જ્ઞાની સુવીચાર ૮
ભાવીતાત્મ અણુગાર વળી, એહ તણુ શરણેમંત
અહીયા ચૈત્ય તે જ્ઞાનવંત, ચઊનાંણી ભગવંત ૯
વળી મન સક્ર વીચારીયો, અરીહંતની અવહોય
ભગવંતને અણુગારની, અતી આશતન હોય ૧૦

ચૈત્ય સ્થાન ભગ શબ્દ કહયો, ભગનુ અર્થ સુજ્ઞાન
ચીહુ જ્ઞાની અરીહંત એ, પણ પ્રતીમાં નહી જાન ૧૧
કોઇ શરણુ તો ત્રણુ કહે, આશાતના કહે હોય
અરી હન્ત ને પ્રતીમા તણી, એક કહે છે સોય ૧૨
શરણુ વિષે તો પાઠ ત્રણુ, આશાતનમે જોય
હોય પાઠ દાખ્યા હુતા, તો આશાતન બે હોય ૧૩
શરણુ વીશે તો પાઠ ત્રણુ, આશાતનમે જોય
ત્રણુ પાઠ છે તે ભણી, આશાતના ત્રણુ હોય ૧૪
પ્રત્યક્ષ સુત્રે શરણુ તીહુ, આશાતના ત્રીન
અરીહંતને ભગવંતની, વળી મુની તણી કથીન ૧૫
ત્રણુ આશા તનને વીશે, ચૈત્ય શબ્દ નહી ખ્યાત
ચૈત્ય ઠેકાણુ ભગ કહ્યું, જુઓ તજ પક્ષપાત ૧૬
અરીહંતને પ્રતીમાં તણો, મુનીનો શરણુજુ થાય
તો છદ્મ જીનનુ શરણુ ગ્રહ્યું, તે કોણુ શરણામાય ૧૭
અરીહંત તો કેવળ ધરા, તેહ વીશે સુવીચાર
જીન છદમસ્થ તણો શરણુ, આવે કોણુ વીધ સાર ૧૮
જીન પ્રતિમાંનુ શરણુ કહે, તેમાં પણુ નહિ આય
ત્રીજા શરણ જીન વીન મુની, કેમ તે વીષે કહાય ૧૯
તેહુથી છદમસ્થજીન તણું, બીજુ શરણુ એ હોય
જો પ્રતીમાનુ શરણુ હુવે, તો કેમ આવે મનુષ્ય લોય ૨૦
સભા સુધર્માની નજીક, સીદ્ધ આયતન જાય
જીન પ્રતીમાંનુ શરણુ તો, ગ્રહણુ કરંતો તહાય ૨૧
તે માટે અહીયા ચૈત્યનુ, અર્થ જ્ઞાન અવલોય
અન્ય ઠામ પણુ ચૈત્યનુ, અર્થ જ્ઞાન કહ્યું સોય ૨૨

ચોવીશ તીર્થંકર તણા, ચૈત્ય રૂખ ચોવીસ
સમવાયંગ વીષે કહ્યા, એ જ્ઞાન રૂખ સુજગીસ ૨૩
ચૈત્ય જ્ઞાન કેવળ લહ્યું, જે ઝાડ તળે જીનરાય
ચૈત્ય વૃક્ષ એ જાણવા, એ જ્ઞાન વૃક્ષ કહેવાય ૨૪
તેમજ અરીહંત ચૈત્ય પ્રત્યે, ચીહુ જ્ઞાની અરીહંત
બીજુ શરણ એ જાણવું, દેખોજી મતીવંન ૨૫
બીજી આશાતનને વીષે, ચૈત્ય સ્થાન ભગવંત
અહીયા અર્થ જે ભગતણો, કહીયે જ્ઞાન સુતંત ૨૬
તે માટે અરીહંતની, પ્રતીમાંની અવલોય
શરણ કહે છે તે અહીયા, નથી સંભવે સોય ૨૭

## વલીકમ્મા અધીકાર

કોઈ કહે વલીકમ્મ શબ્દ, સુત્ર વીષે બહુ સ્થાન
તેહ તણું શું અર્થ છે, હવે તેનો ઊત્તર જાન ૧
પંચમ ઊદેશે બીજેશત, તુંગીયા તણા વીચાર
શ્રાવક સ્થીવર ને વાંદવા, ત્યાર થયા તેહવાર ૨
સ્નાન કરી વલીકર્મ કૃત, તાસ અર્થ વૃતીકાર
કીધો છે ગૃહ દેવતા, દેખો હૈયે વીચાર ૩
એમજ ઊવવાઇ મે કહ્યો, પ્રવૃત્તી વાહુક કીધ
વલીકમ્મં સ્વગ્રહ દેવતા, વૃતી વીષે સુપ્રસીદ્ધ ૪
કોઇ અહીંયા ગ્રહ દેવતા, જીન પ્રતીમા કહેવ
પણ એટલું જાણે નહી, એ કોણ ઘરનો દેવ ૫
તીર્થંકર તો છે સહી, ત્રણ લોકના દેવ
તે કેમ જીન પ્રતીમાં ભણી, ઘરના દેવ કહેવ ૬

જીન પ્રતીમાં જીન સારખી, એમ પણ કહેતા જાય
વલી સ્થાપે ઘર દેવતા, કીણ વીધ મળશે ન્યાય ૭
કદાપી કુળદેવી પ્રત્યે, કહીએ ઘરના દેવ
લોકીક હેતે પુજતાં, શ્રાવક પણ સ્વમેવ ૮
જેહ દેવતા શબ્દ નીત, સ્ત્રી લીંગ વાચી હોય
કહ્યુ અમર મે તે ભણી, ન્યાય હીયે અવલોય ૯
નવમે ઉદ્દેશે સપ્તશત, વર્ણું કીધ વલીકર્મ
અર્થ દેવતાનુ કીયો, વૃતી વીશે એ મર્મ ૧૦
વલીકર્મનુ અર્થ ધર્મસીંહ, સ્નાન તણોજ વીશેખ
કીધો વલીકર્મ શબ્દ કરી, આયા કારજ શેખ ૧૧
જ્ઞાતા અધ્યયેન દુસરે, સુત વંછાને હેત
નાગભુત યક્ષ પુજવા, ગઇ સુભદ્રા તેથ ૧૨
પુષ્કરણી મે સ્નાન કર, કીધા વલીકર્મ જોય
એ વાવ મધે કોણ દેવની, પ્રતીમા પુજી સોય ૧૩
ભીની સાડી ઓઢણે, એહવી છતીજ તેહ
કમળ બહુ ગ્રહી નીકલી, પુષ્કરણીથી જેહ ૧૪
બહુ પુષ્પ ગન્ધ ધુપણો, માળ પ્રમુખ અવલોય
કાંઠે જે મુકયા પ્રથમ, તેહ લઇને સોય ૧૫
પછે નાગ ઘર આયને, પ્રતીમાં પુજી આમ
જાવ વેશ્રમણની વળી, પુજી આખી તામ ૧૬
વલીકર્મ પુષ્કરણી વીષે, કીધો ઘુર આખ્યાત
તે પુષ્કરણીને વીષે, કીસા દેવની જાત ૧૭
મલ્લી પીતાને પાસ રે, આવંતા નહાયા કહ્યા
જાવ શબ્દ મે તાસરે, વલીકમ્મા એ પાઠ છે ૧૮

વલી મલ્લી છ રાજાનરે, સમજાવા આવી તદા
જાવ શબ્દમે જાનરે, વલી કમ્મા એ પાઠ છે ૧૯
દેખો મલ્લી ભગવાનરે, પ્રતીમા પુજી કેહની
અધ્યયન અષ્ટમ જાનરે, આખ્યો જ્ઞાતાને વીષે ૨૦
બલીકમ્માનુ જાણુરે, અર્થ કહે પુજા તણો
એજીન પ્રતીમાની માણુરે, કે પુજા કુલદેવની ૨૧
જો સ્થાપે જીન બીબરે, તો મલ્લી તીર્થંકર છતાં
પુજે તે અચ્ચંભરે, વલી પ્રતીમા કયાજીન તણી ૨૨
જીન પ્રતીમાની તાયરે, મલ્લીનાથ પુજા કરી
તો ભાવે મુની પાયરે, દેખી પ્રણમે કે નહી ૨૩
વળી અઢી દ્વીપરે માયરે, ભાવે જીન ઉત્કૃષ્ટથી
એકસો સી-તેર થાયરે, જઘન્ય વીશથી નવી ઘટે ૨૪
ત્યાં દ્રવ્ય જીન ઘરમાંયરે, ભાવે જીન વંદે કે નહી
વળી તેની વાણુ સુહાયરે, તેને લેખે કેમ નહી સુણે ૨૫
મલ્લીનાથ ઘર માંહીરે, જીન પ્રતીમા પુજી કહે
તો દ્રવ્યે જીન પણુ તાહીરે, ભાવે જીન વંદે ન કેમ ૨૬
જો સ્થાપે કુલ દેવરે, મલ્લીનાથ પુજા કરી
સુર સહાય સ્વયમેવરે, કેમ ન કરે શ્રાવક સમકીતી ૨૭
સ્નાન તણુજ વીશેખરે, અર્થ કહે વલીકર્મનુ
તો ટળીયો કલેશ અશેખરે, સહુ ઠામ વીસેખ
સ્નાનનુ ૨૮

## દોહરા

ભગવતી નવમા શતકમે, તે તીશમે ઉદ્દેશ
જમાળી મંજન ઘરે, સ્નાન વલીકર્મ શેખ ૨૯

અલંકાર કર નીકલ્યો, મંજન ઘરથી દેવ
એ નહાવાના ઘર વીષે, કેહવો પુજ્યો દેવ કહેવ ૩૦

દેવાનંદા બ્રાહ્મણી, વલીકર્મ મંજનગેહ
તે નહાવા ને ઘેર કયો, પુજ્યો દેવ કહેવ ૩૧
બીજા ઊપાંગ પ્રદેશી નૃપ, દેવ પુજવા જાય
પહેલા નહાવા ઘર વીષે, વલી કર્મ કીધો તાય ૩૨

એ નહાવાના ઘર વીષે, કયો પુજ્યો દેવ
દેવ પુજવા તો હવે, જાય છે સ્વયમેવ ૩૩
જ્ઞાતા અધ્યયયેન સોલમેં, દ્રોપદી મંજન ગેહ
સ્નાન વલીકર્મ કૌતુકઃ પવર વસ્ત્ર પહેરહ ૩૪

મંજન ઘરથી નીકલી, આવી જીન ઘરમાંય
એટલા સુધી પાઠ છે, જોઇ વીચારો ન્યાય ૩૫
પહેલા તો નહાવો કહ્યો, પછે કહ્યું બલીકમ્મ
પછે વસ્ત્ર પહેર્યા કહ્યા, હવે જુવો એ મર્મ ૩૬

સ્ત્રી જાતી સુભાવ નગ્ન, થઇ નહાવા બેઠી જેહ
ત્યાં નહાવાના ઘર વીષે, કેહવો પુજ્યો દેવ ૩૭
વલીકર્મ કરજીન ઘર વીષે, પ્રતીમા પુજી આય
તો વલીકર્મ મંજન ઘરે, તે કેહની પ્રતીમા
થાય ૩૮

સોરઠો

અપાત ચીલાતી નહાયરે, કયવલી કમ્મા પાઠ ત્યાં
જંબુદ્વીપ પન્નતી માયરે, કયો દેવ ત્યાં પુજીયો ૩૯

દોહરા

કોણીક જીન વંદન ગયો, કહ્યો સ્નાન વીસ્તાર
વળીકમ્મ શબ્દ જ મુલગો, નથી તીહા
અવધાર ૪૦

સોરઠા

વલી કર્મ શબ્દે જેહ રે, પુજા જીન પ્રતીમાતણી
તો કોણીક અધીકારેહ રે, જીનવંદન સમય
એ નકેમ ૪૧
જમ્બુદ્વીપ પન્નતી એમરે, ભરતેશ્વરના સ્નાનનુ
વીસ્તાર કોણીક જેમરે, ત્યાં વલીકમ્મા પાઠ નહી ૪૨
સ્નાન તણો જે સ્થાનરે, વીસ્તાર પણે નવી વરણવ્યું
ત્યાં બલીકમ્મા જાનરે, પાઠ જોઈ નીરણય કરો ૪૩
જલાંજલી પ્રમુખરે, સ્નાન કરંતો જે કરે
કુરલાદીક પ્રત્યક્ષરે, સ્નાન વીશેશણ એહ છે ૪૪
તે માટે અવલોયરે, વલીકમ્મા જે પાઠનુ
સ્નાન વીશેશણુ સોયરે, અર્થ ધર્મસીહ એમ કર્યો ૪૫
વૃતીકાર કહ્યું સોયરે, વલી કમ્મ ગ્રહ દેવતા
તસુ પુજા અવલોયરે, અહીયા કુલદેવી સંભવે ૪૬
સ્નાન વીશેશણ સોયરે, વા પુજી ગ્રહદેવતા
બન્ને અર્થ અવલોયરે, સત્ય સર્વગ્ય વદે તીકો ૪૭

અથ અસહેજા ધીકાર દોહરા

વલી કહે શ્રાવક સમકત્તી, ચાર જાતના દેવ
તેનો સાગ્ર વંછે નહી, સુત્ર વીષે એ ભેવ ૪૮

તે માટે વલી કર્મ ને, જીનપ્રતીમા પુજંત
પણ કુળદેવી અર્થ નહી, હવે તેનો ઉત્તર લહંત ૪૯
અસેહુજ્જા પાઠનો જાણુરે, અર્થ બે છે વૃતીમે
આપદ પડયે સુજાણુરે, સાજ ન વંછે દેવનું ૫૦
પોતે કીધા પાપરે, તે પોતે હીજ ભોગવે
અદીન મનોવૃતી સ્થાપરે, એક અર્થ તો એમ
કયો ૫૧
વળી પાખંડી આયરે, ચલાવે સમકીત આદીથી
તો નહી વંછે સહાયરે, સમર્થ સ્વયમેવ હટાવવા ૫૨
વળી જીન સાસન માંયરે, અત્યંત ભાવી આશાતા
તે માટે અસહાયરે, અર્થ બીજો એમ વૃતીમે ૫૩
તુંગીયાને અધીકારરે, બંને અર્થ એ આખીયા
તાસ ન્યાય સુવીચારરે, ચીત્ત લગાઇ ને સાંભળો ૫૪
બીજો અર્થ પહીછાણુરે, સમકીત વ્રત સેઠાપણો,
પ્રવર મુળ ગુણ જાણુરે, એહ અવસ્ય ગુણ જોઇયે ૫૫
એ ગુણ ખંડીત થાયરે, તો થાય વીરાધક પાંતીમે
શુદ્ધ થયાથી તાયરે, આરાધાક પદ આખીયો ૫૬
જો પાખંડીને જેહ રે, જવાબ દેવા સમર્થ નહી
પર સહાય વગર તેહ રે, તેથી ચળાવ્યોં નહી ચળે ૫૭
તો પણ મુળ ગુણ તાસરે, તેહનુ ન ગયુ સર્વથા
સમકીત વ્રત નીરાશરે, અખંડપણે રાખી તેણે ૫૮
આપદ પડીયા આયરે, સુર સહાય વંછે નહી
એ ધુર (પ્રથમ) અર્થ કહાયરે, ઉત્તર ગુણ જાણવુ ૫૯

મુની ધુર પહોર સઝાયરે, બીજા પહોરમે ધ્યાનવર
ત્રીજે ગોચરી જાયરે, ચોથે પહોર સજાય વળી ૬૦
ઊત્તર ગુણ એ ચારરે, કહ્યા વીચક્ષણ મુની તણે
જો ન કરે અણુગારરે, તો સંયમમે ભંગ નહી ૬૧
તેમ શ્રાવકને એહરે, ઊત્તર ગુણ અસહાયતા
સુર સહાય વંછેહરે, તો સમકીતમાં ભંગ નહી ૬૨
સુત્ર ઊવવાઇ માંયરે, અંબડ ને અધીકાર પણ
જાવ શબ્દમે તાંહીરે, અસહેજજા એ પાઠ છે ૬૩
તાસ અર્થ વૃત્તીમાંહુરે, એક જ કીધોય છે
આ પદ સુર અસહાયરે, એ અર્થ કીધો નથી ૬૪
કુતીર્થીક પ્રેરીતરે, સમકીતમાં અવીચળપણે:
પર સહાય નવી ચીત્તરે, એહ અર્થ એક જ તીહાં ૬૭
આપદ સુર અસાયરે, એહ અર્થ કીધો નથી
કુતીર્થીકથી તાહી રે, ન ચળે એહીજ અર્થ ત્યાં ૬૮
આનન્દાદીક સારરે, અસહેજજા પાઠ કહ્યો તીહાં
છ છંડી આગારરે, દેવાભીઊગે પાઠમે ૬૯
અન્ય તીર્થીને ધારરે, તથા દેવ જે તેહના
શ્રદ્ધા ભ્રષ્ટ અણુગારરે, અન્ય તીર્થી ગ્રહ્યા તેહને ૭૦
ન કરૂ વંદના તાયરે, નમસ્કાર પણ નહી કરૂ
પહેલા બોલુ નાહીરે, અશણાદીક આપુ નહી ૭૧
અભીગ્રહ એ વીશેશરે, છછંડી આગાર ત્યાં
રાજાને આ દેશરે, તથા કુટુંબ આદેશથી ૭૨
બળવંત તણે પ્રયોગરે, દેવતણે પર વશ પણે
કુટુંબ વડાને યોગરે, અટવી વીષેજ કારણે ૭૩

એ છ ત્રણે પ્રકારરે, અન્ય તીર્થાદીક સહુ ભણી
વંદે કરી નમસ્કારરે, અશાણાદીક દે તેહને ૭૪
આપદ ઉપજે આયરે, અથવા તેહના ભય કરી
વંછે દેવ સહાયરે, જાણે સ.વજ તેહને ૭૫
તેનુ સમકીત કેમ જાયરે, સમકીત તો શ્રદ્ધાએ છે
હૈયે વીચારો ન્યાયરે, સમકીત કાર્ય જુદા જુદા ૭૬
છછંડી વગર ત્યાગરે, એ પણ ગુણ અધીકાય છે
અધકેરો વેરાગરે, વ્રત સાંકડા જેહના ૭૭
એક ત્રશના પચખાણરે, કીધાંથી શ્રાવક હુવે
શતક સતરમે જાણરે, બીજે ઊદેશે ભગવતી ૭૮
અનર્થ દંડ પરીહારરે, એ આઠમુ વ્રત છે
અર્થતણો આગારરે, ન્યાય હવે તેનો સુણો ૭૯
અર્થ દંડમે એહરે, આઠ આગાર જ આખીયા
બીજા સુયગડાંગેહ રે, બીજે ઊદેશે જોઈ લ્યો ૮૦
આત્મજ્ઞાત ઘર તેહરે, પરીવાર ને મીત્ર કારણે
નાગ ભુતયક્ષ હેતરે હીસાંદીક આરંભ કરે ૮૧
અર્થ દંડરે માંહીરે, એ આઠેહી આખીયા
નાગ ભુત યક્ષ ત્હાયરે, શ્રાવકને આગાર છે ૮૨
ધારણીનો તેહ વારરે, અકાલે ઘન ડોહલા અર્થ
દેખો અભય કુમારરે, જ્ઞાતા સુર આરાધીયો ૮૩
કૃષ્ણે પણ સુવીશેખરે, નાના ભાઇને કારણે
દેવ આરાદ્યો દેખરે, અંતગડમાંહી કહ્યો ૮૪
ચક્રી ભર્ત સુસોયરે, દેવી દેવ ભણી તેણે
જમ્બુદ્વીપ પન્નતી જોયરે, અઠુમ કરી આરાધીયો ૮૫

વળી મુકયા છ બાણુરે, નમસ્કાર સુરને લખ્યો
તે પ્રત્યક્ષહી પહીછાણુરે, વંછયો સહાય દેવનો ૮૬
વળી ચક્રી ભર્તેશરે, ચક્રતણી પુજા કરી
એમજ સુર સંપેખરે, પુજે સ્વાર્થ કારણે ૮૭
શાન્તી કુંથુ અર જાણુરે, ચક્ર રત્ન પુજ્યો કે નહી
છખંડ સાધત પાંણુરે, અઠ્ઠમ તપ કીધા કે નહી ૮૮
લવણુ સુઠ્ઠીયો દેવરે, કૃષ્ણે પણુ આરાધીયો
જ્ઞાતા સોલમે દ્યેનરે, સુર સહાય વંછયો તેણે ૮૯
પુર્વાકત પહીછાણુરે, દેવ સહાયજ વંછવે
સમ્યક દ્રષ્ટી જાણુરે, સાવઝ લોકીક કૃત્ય કરે ૯૦
સમકીત તાસ ન જાયરે, નહી જાય શ્રાવકપણુ
જો સુર પુજે નાહીરે, તો ગુણુ અધીકેરો અછે ૯૧
નારદ કેરા પાયરે, દ્રુપદ સુતા પ્રણુમ્યા નથી
એ ગુણુ છે અધીકાયરે, પણુ પંડુ પ્રણુમતકરી ૯૨
જાવ શબ્દરે માંયરે, કૃષ્ણે પણ નારદ ભણી
પ્રણુમત કીધી તાંહીરે, પણુ તેની સમકીત નવી ગઇ ૯૩
પ્રત્યક્ષહી પહીછાણુરે, સમદ્રષ્ટી શ્રાવક તીકે
શીશ નમાવે જાણુરે, મ્લચ્છના રાજા પ્રતે ૯૪
તેમજ ડરતા તાયરે, અથવા સ્વાર્થ કારણે
પ્રણુમે સુરના પાયરે, તે માર્ગ લોકીક છે ૯૫
તે માટે પહીછાણુરે, પાંખડીથી નવી ચળે
દ્રઢ આસતા જાણુરે, મુળ અર્થ અસેહજગનુ ૯૬

વળી જે કહે એમ વાણુરે, સુર સહાય નહી વંછણો
તો ચોવીશ જીનના જાણુરે, ચોવીશ જક્ષ જક્ષણી ૯૭
સાસણદેવ સહાયરે, તસુ થુઇ પડી કમણે પઢે
વળી શત્રુજયે ત્યાયરે, પુજે કેમ ચકેશ્વરી ૯૮
તથા યતી થકા પ્રત્યક્ષરે, કાલાગોરા ભૈરવ
માણુભદ્ર દીક યક્ષરે, આરાધે રક્ષાભણી ૯૯
એ લેખે તો જોયરે, સહાય દેવનો વંછવે
નીજ શ્રદ્ધા અવલોયરે તુમ ગુરૂ પણ નહી
સમકતી ૧૦૦
પુજે ભૈરવ આદીરે, શ્રાવક પરણી જે તદા
શીતલાદીક અહલાદરે, તુઝ લેખે નહી શ્રાવકપણો ૧૦૧
તીણથી દેવ સહાયરે, લોકીક ખાતે વેછતા
સમકત તાસ ન જાયરે, નહી જાવે શ્રાવકપણો ઈતિ ૧૦૨

## અથ ૧૨મુ યાત્રા અધીકાર

### દોહરા

યાત્રા શેત્રુંજાદીની, કરવી કેઇક ખ્યાત
પણ એ યાત્રા સુત્રમે, કહી નહી જગન્નાથ ૧
શતક અઢારમે ભગવતી, દશમે ઊદેશે સાર
સોમલ પુછયો વીર પ્રત્યે, પ્રશ્ન યાત્રાદી પ્રકાર ૨
કહે ભગવંત શુ તાહરે, યાત્રા અધીક ઊદાર
એમ સોમલ પુછયા વીર પ્રત્યે, પ્રશ્ન યાત્રાદી પ્રકાર ૩
જીન ભાખે સુણુ સોમીલા, છે માહરે સુખકાર
તપ અશ્રણાદીક નીયમ, તેહ અભીગ્રહ સાર ૪

સંયમ વળી સઝ્ઝાય તે, ધર્મ કથા દીક જાણુ
ધ્યાન આવશ્યક આદીવર, જોગ વીમળ પહીછાણુ ૫
એ પુર્વે કહ્યા તેને વીષે, જયણા પ્રતે રાખે જેહ
તે માંહરે યાત્રા અછે, કહયા પ્રવર વચ એહ ૬
પણ શેત્રુંજ્યદીક તણી, જીન યાત્રા કહી નાંહી
દેખોજી દેખો તમે, દેખો હઇડા માંહી ૭

સોરઠા

વૃતી વીશે એમ વાચરે, યદ્યપી પ્રભુ કેવળપણે
આવશ્યકાદી તાયરે, બોલ કઇક નહી છે તસું ૮
તથાપી તપ નીયમાદીરે, તસુ ફળના સઇ ભાવથી
તપ નીયમાદી સંવાહીરે, કહીયે ફળ તે આશરી ૯

દોહરા

એમજ પુછીયા ઉપાંગમે, ત્રતીય અધ્થેયન મઝાર
પાર્શ્વનાથ ભગવંત પ્રતે, સોમલ વીપ્રજે વાર ૧૦
પ્રશ્ન યાત્રા દીક પુછીયા, તપ નીયમાદી પ્રવૃતી
પાર્શ્વ પ્રભુ યાત્રા કહી, પણ ગીરીની ન કથીત્ત ૧૧
જ્ઞાના અધ્યયને પાંચમે, મુની સ્થાવરચા પુત્ર
તેહ પ્રતે શુક પુછીયા, પ્રશ્ન યાત્રાદી પ્રભુત ૧૨
હે ભદંત યાત્રા કંઇ, શુક પુછે એ સાર
કહ્યું થાવરચા પુત્ર એમ, જે મુજ જ્ઞાન ઉદાર ૧૩
દર્શન ચારીત્ર તપ વળી, સંયમ આદી વીચાર
ચોગે યત્ના જીવની, એ મુઝ યાત્રા ધાર ૧૪
અહીયા પણ યાત્રા કહી, જ્ઞાનાદીકની જોય

પણ શત્રુંજા આદીની, યાત્રા ન કહી કોય ૧૫
ઉત્રાધ્યેયન સુત્ર બારમે, હરકેશી પ્રતી સાર
વીપ્ર પુછયો થાહરે, કુણ દ્રહ તીર્થ ઉદાર ૧૬
ધર્મરૂપ મુનીદ્રહ કહ્યો, બ્રહ્મચર્ય અવલોય
તીર્થ શાન્તીકારી કહ્યો, પર્ણગીરીને ન કહ્યો કોય ૧૭
શેત્રુંજે પબ્વએ સીધ્ધે, સુત્રમે એમ ગીરી ખ્યાત
પણ શેત્રુંજે તીર્થ સીધ્ધે, એમ ન કહ્યો ગણીનાથ ૧૮
જગ્યા અલાહેદી જાણીને, કીધા તીહા સંથાર
વંદનીક તો ગુણ છે, જુઓ હૈયે વીચાર ૧૯
જીવ રહીત શરીર તેહનું, તે પણ નહીં વંદનીક
તો જગ્યા વંદનીક કેમ, ન્યાય વીચારો ઠીક ૨૦
અનાજ ખળાથી લેઈ કરી, ઘાલ્યો જે કોઠાર
ખાલી ખલા પડી રહ્યા, ચાટે તે ગમાર ૨૧
હુંડી જે લાખો તણી, શીકારતાં જે સ્થાન
ાળ કેટલેક શેઠજી, છોડી તેહ દુકાન ૨૨
હવે હુંડી શીકરે નહી, તેહ દુકાને જોય
ેમ શેત્રુંજાદીક વીષે, જીન મુની સીધ્ધા સોય ૨૩
હવે તે પર્વતને વીષે, હુડી તણુ જ સોય
ીકારણવાળો નહી રહ્યો, વંદનીક કેમ હોય ૨૪
ંદનીક જો ગીરી હુવે, તો તે ઉપર તહાય
ાગ દીધા આશાતના, હોવે તુમ શ્રદ્ધા ન્યાય ૨૫
ીપ અઢાઇને વીષે, હોય સમુદ્ર વીષેહુ
હુ ઠામ સીધ્ધા મુની, પન્નવણાસોળમે એહ ૨૭

જ્યાં એક સીધ્ધા ત્યાં, સીધ્ધા મુની અનંત
સુત્ર ઊવવાઇ ને વીષે, ભાખ્યો શ્રી ભગવંત ૨૮
આ લેખે તુમારે વંદવા, અઢીદ્વીપ અવધાર
વળી બે સમુદ્રપ્રતી વંદવા, ત્યાં સીધ્ધા અણગાર ૨૯
તે માટે વંદનીક છે, જીન મુની મહા ગુણધાર
પણ સ્થાનક વંદનીક નહી, વારૂ ન્યાય વીચાર ૩૦

ઈતી

અથ ૧૩મુ એકવીશ હજાર વર્ષ તીર્થ રહેશે તે અધીકાર

## તીર્થ અધીકાર

દોહરા.

સુત્ર ભગવતીમાં કહ્યું, વીસમા શતક વીશેહ
અષ્ટમુદેશક વીર પ્રત્યે, ગોતમ પ્રશ્ન કરેહ ૧
જમ્બુદ્રીપના ભરતમાં, એ અવશર્પીણીમાંહી
કાળ કેટલો આપરો, તીર્થ રહેશે તાંહી ૨
જીન કહે જમ્બુ ભરતમે, એહ અવશર્પીણીમંત
વર્ષ સહસ્ત્ર એકવીશ સુજ, તીર્થ રહેશે તંત ૩
તીર્થ કહી જે કહેને એમ કોઇ પશ્ન કરેહ
તસુ ઊત્તર તીર્થ તીકો, આગમ સુત્રકહેહ ૪
વર્ષ સહસ્ત્ર એકવીશ લગ, રહીસે સુત્ર ઉદાર
બહુ ઠામે જે તીર્થનુ, સુત્ર અર્થ સુવીચાર ૫

સોરઠા

તીર્થ આગમ ધારરે, અમરકોષમે આખીયો
તીજા કાંડ મઝારરે, અંત લવર્ગે ભાખ્યો ૬

નીપાન આગમ જેહરે, રૂષી સેવ્યો જળ ગુરૂવીષ
એ ચારે અર્થ વીષેહરે, તીર્થ શબ્દ કહ્યો તીહાં ૭

## અથ તીર્થ અધીકાર

શ્લોક

નીપાનાડાગમયો તીર્થં મૃષી જુષ્ટ જળે ગુરો
ઇત્યમર તૃતીય કાણ્ડે થાંતત વર્ગે

સોરઠા

તીર્થશાત્ર અવધાર રે, હેમ અનેકાર્થેઅખ્યુ
બાર નામ મઝાર રે, પ્રથમ નામ એ આખીયો ૮

શ્લોક

તીર્થં શાસ્ત્રે ૧ ગુરૌ ૨ યજ્ઞે ૩ પુણ્ય ક્ષેત્રા ૪
વતારયો ૫ રૂષી જુષ્ટે ૬ જળે મંત્રીણ્યું ૭
પાયે ૮ ઓીરજસ્યપી ૯ યોનો ૧૦ પાત્રે ૧૧
દર્શનેષુ ૧૨

ઇતી હેમ અનેકાર્થે

સોરઠા

ચીશ્વ કોષરે આંહીરે, તીર્થ નામ કહ્યું શાસ્ત્રનુ
નવ નામો એતાંહીરે, પ્રથમ નામ એ પેખીએ ૯

શ્લોક

તીર્થં શાસ્ત્ર ૧ ધ્વર ૨ ક્ષેત્રો ૩ પાયો ૪ પાધ્યાય
૫ મંત્રીષુ ૬ અવતારૂષી ૭ જુષ્ટામ; ૮ સ્રી
રજ; ૯ સુચકી શુભ

વીશ થાંત તવર્ગે

# અથ તીર્થ અધીકાર

સોરઠા

તીર્થશાસ્ત્રે એમ લેખરે, કહ્યો મેદની કોષમે
દશ નામોમે દેખરે, પ્રથમ નામાએ પરવરો ૧૦

શ્લોક

તીર્થ શાસ્ત્રા. ૧ધ્વર, રક્ષત્રો, ૩પાય, ૪નારીરજ, ૫
સુચ અવતા રૂષી, ૬જુષ્ટાવુ, ૭પાત્રો, ૮ પાધ્યાય
૯ મંત્રીષુ ૧૦ ઇતીમેદની થાંત તવર્ગે

સોરઠા

ગુણત્રીસમે ઊધ્યેતરાયણરે, બોલ ગુનીસમર તીમે
તીર્થ શબ્દે વયણરે, ગણધરવા, પ્રવચન શ્રુત ૧૧
ભગવઈ વૃતી મઝારરે, તીત્થ ગરાણંનો અર્થ
તીર્થ પ્રવચન સારરે, એમહીજ સમયાયંગવૃતી ૧૨
તીર્થ પ્રવચન સારરે, તેહના અન્યતી રેકથી
સંઘ તીર્થ સુવીચારરે, તેના કર્ત્તા તીર્થંકરા ૧૩

સોરઠા

તીર્થ પ્રવચન સારરે, તતકરણ શીલ તીર્થંકરા
નમોત્થુણં મે ધારરે, રાય પ્રશ્રેણી વૃતીમે ૧૪

સોરઠા

પન્નવણાવૃતી મઝાર રે, પંદર ભેદસે તીર્થ સીધ્ધા
પ્રથમપદે અવધાર રે, દાખ્યો છે તે સાંભળો ૧૫

સત્ય પરૂપક સોયરે, પરમ શુરૂ છે તેહના
વચન વીમળ અવલોયરે, તીર્થ કહીયે તેહને ૧૬
તે નીરાધાર નહી હોયરે, તસુ આધારજ સંઘ પ્રતી
તીર્થ કહીયે જોયરે, વા ધુર ગણધર તીહાકહ્યું ૧૭

સોરઠા

આવશ્યક નીર્યુંકતી રે, તાસ અર્થ મે ભાવથી
તીર્થ પ્રવચન ઉકત રે, સમર્થ ક્રોધાદી જીતવા ૧૮

સોરઠા

ઇત્યાદીક બહુ ઠામરે, તીર્થ સુત્ર ભણી કહ્યું
તે તીર્થ પ્રવચન તાંયરે, રહીસ્યે એક વીસ હજાર વર્ષ ૧૯
પ્રવચન તીર્થ સોયરે, સંઘ આધારે હુવા કહા
કોઇ એક વેળા જોયરે, દ્રવ્ય લીગી આધાર હુવે ૨૦
ત્યારે કોઇ પ્રશ્ન કરંત રે, મુનીના ગુણવીન તેહનુ
ભણ્યુ સુત્ર કેમ હોતરે, તેનો ઊત્તર હવે સાંભળો ૨૧
પ્રથમ ઊદેશ વવહારરે, બહુ શ્રુત બહુ આગમ ભણ્યું
દ્રવ્ય લીગી જે ધારરે, મુની પ્રાયશ્રીત લે તેકને ૨૨
ઇહાં દ્રવ્ય લીગી આધારરે, સુત્રાગમ શ્રીજીનકહ્યા
તેના શ્રધ્ધા આચારરે, વીરૂદ્ધ હોય તેતો જુદા ૨૩

સોરઠા

વળી વવહાર કથીત્તરે, બહુશ્રુત આગમ ભણ્યુ
શ્રાવક પશ્ચાકૃત્યરે, મુની આલોવે તે કને ૨૪
ઇહાં ગ્રહસ્થ આધારરે, બહુશ્રુત આગમજીન કહ્યા
તેનો સાવધ વેપારરે, એતો એહથી છે જુદો ૨૫

અર્થરૂપ અવલોયરે, જાણપણું છે જેહનુ
તે નીર્વંધ છે સોયરે, સુત્ર તીર્થ છે જે ભણી ૨૬
મીથ્યા દ્રષ્ટી દેખરે, દેશ ઉણો દશ પુર્વધર
ઉત્કષ્ટો સંપેખરે, નંદી માહી નીહાળજ્યો ૨૭
મીથાત્વી આધારરે, અહીયા પ્રભુ પુર્વઆખીયો
શ્રદ્ધા તેની અસારરે, તેતો ધુર આશ્રવઅ છે ૨૮
એમજ પંચમ આરરે, કોઇ વેળા મુની નહી થયા
દ્રવ્ય લીગ્યાધા ધારરે, સુત્ર રૂપ તીર્થ હુએ ૨૯
સંઘ આધારે જેહરે, સુત્ર રૂપ જે તીર્થ તે
નીરંતર નહી દીસેહ રે, વર્ષ સહસ્ત્ર એકવીશ લગ ૩૦
કદાચ સંઘ આધાર રે, કહેહી અન્ય આધાર હુએ
સુત્ર તીર્થ સુખકાર રે, વર્ષ એકવીશ હજાર લગ ૩૧
કોઇ કહે ચતુંવીધ સંઘ રે, તેહ ભણી તીર્થ કહ્યું
તસુ આધાર સુ ચંગરે, પ્રવચન તીર્થ તે ભણી ૩૨
પણ પ્રવચન સુપ્રસંસ રે, દ્રવ્ય લીગી આધાર તસુ
તીર્થ તણોજ અંશ રે, કેમ કહીયે? ઉત્તર તસુ ૩૩
પંડીત મર્ણ વિખ્યાત રે, શત બીજે ઉદેશ ધુર
પાઉગમન સુજાત રે, ભત્ત પચખ્ખાણજ દુસરો ૩૪
સુખવચને કરી ન્હાલ રે, મરણ પંડીત બે આખીયા
મુની અણુશણ વીન કાલ રે, કરે તીકો પંડીત મરણ ૩૫
બાળ મરણ વળી બાર રે, મુખ્ય વચન કરીને કહ્યા
બાર મરણ વીન ધાર રે, અસંયંતીનો બાળ મરણ ૩૬
પુરણ તાપશ તાહીરે, વળી જમાલી તામલી
બાર મરણમે નાહીરે, પણ બાળ મરણ તે જાણવો ૩૭

મુખ્ય વચન કરી બારરે, બાળ મરણ આખ્યા પ્રભુ
તેમ તીર્થ સંઘ ચારરે, મુખ્ય વચન કરી જાણવા ૩૮
પંડિત મરણ પણ બેયરે, મુખ્ય વચને કરીને કહ્યા
તેમ ચાર તીર્થ જોયરે, મુખ્ય વચન કરી જાણવા ૩૯
વર્ષ એકવીશ હજારરે, તીર્થ રહેશે ન્યાય તસુ
એમ સંભવે સારરે, વળી બહુ શ્રત કહે તેહ
સત્ય ૪૦
વર્ષ એકવીશ હજારરે, તીર્થ રહેશે એમ કહ્યો
પણ ચાર તીર્થ સારરે, રહેશ્યે એમ આખ્યો નથી ૪૧
તે માટે અવધારરે, તીર્થ પ્રવચન સુત્ર છે
કદાચ સંઘ આધારરે, દ્રવ્ય લીગી આધાર કદી ૪૨

દોહરા

સુત્ર ભગવતીની પવર, મમ કૃત જોડ વીષેહ
વલી કમ્મં તીર્થ ન્યાય કહ્યું, તે અહીયા ગ્રહણ
કરેહ ૪૩

## અથ ચૌદસું આગમાધીકાર

દોહરા

પંચ અને ચાલીશ મેં, જે ચાર શરણ[1] વિચાર
નામ ભક્ત પરીજ્ઞા[2] વળી, વળી પઇન્નોસંથાર[3] ૧
જીત કલ્પ[4] પીડનીયુક્તી,[5] પચ્ચખાણ કલ્પ[6]
અવલોય
એ ખટની નંદી વીષે, સાખ નહી છે કોય ૨

મહાનસીથ વીશે કહ્યું, બીજા અધ્યયન મઝાર
કુલીખત દોષ દેવો નહી, તસુ કારણ અવધાર ૩
એહીજ મહાનીશીથમાં, કીહાંયક અર્ધ શ્લોક
કીંહા શ્લોક કયાં અક્ષરની, પંકતી ઉલી પ્રયોગ ૪
કીહાંયક પાનો અર્ધ હી, કીહાં પત્ર બે ત્રણ
ગળ્યો ગ્રંથ એમ આદી બહુ, એહ વીધ કહ્યું સુચીન ૫
વળી કહ્યું ત્રીજા અધ્યેનમે, એ પુસ્તક રે માંહી
ચોટયો એક પાના થકી, બીજે પાનો તોહી ૬
તે માટે એ સુત્રના, આલાવા ન પામેહ
તીહા ભણુહાર સુત્રો તણા, ત્યાં અશુદ્ધ લખ્યું હોય જેહ ૭
દોષ ન દેવો તેહનો, ખંડ ખંડ થઈ તેહ
પત્ર સડયા ખાધા વળી, જીવ ઊદેહી જેહ ૮
હરીભદ્ર નીજમતી કરી, સાંધી લખ્યુ જ તામ
એમ કહ્યુ મહાનીશીથમાં, વળી અન્ય આચાર જ નામ ૯
તેથી મહાન શીથ પણ, ડોહલાણો છે એહ
સર્વ મુળગો નવી રહયો, નીપુણ વીચારી લેહ ૧૦
સેષરહ્યા ખટ તેહમે, કાઇક કાઇક વાય
અંગથી ન મળે તેહવચ, કેમ માનીજે તાય ૧૧
ટીકાચુર્ણી દીપીકા ભાષ્ય નીયુંકતી જાણ
કીણહી કરી દીસે નથી, તેહથી અહ પ્રમાણ ૧૨
અગીઆર જે અંગથી, મલતા વચન સુજાણ
સર્વ માનવા યોગ મુઝ, પઈન્ના પ્રમુખ પીછાણ ૧૩

પહેલા બે અંગની વૃતી જે, શીલાચાર્યે કીધ
અભય દેવ સુરીએ કરી, નવ અંગ વૃતી પ્રસીદ્ધ ૧૪
વળી અભય દેવ સુરે રચી, પ્રથમ ઉપાંગ પ્રબંધ
ચંદ્ર સુરી વીરચીત વૃતી, નીરાવલીયા શ્રતસ્કંધ ૧૫
બાકી ઉપાંગ અને છેદની, મલયા ગીરીકૃત જોય
હેમાચાર્ય વૃતી કરી, અનુયોગ દ્વારની સોય ૧૬
હરીભદ્ર સુરે કરી, દશ વૈકાલીક વૃતી
ભાષ્ય અને વળી ચુર્ણી, પણ પુર્વાચાર્ય કૃત ૧૭
તેમ એ છની નવી કરી, પુર્વાચાર્યે જોય
તેથી તેને ન માનીયા, એહવું દીસે સોય ૧૮
બાકી રહ્યા બત્રીસજે. માનવા યોગ્ય આરોગ્ય
એથી મળતા બીજા પણ, છે મુજ માનવા યોગ્ય ૧૯

## અથ પંદરમું મુખ વસ્તીકા અધીકાર

### દોહરા

ઇંદ્ર ભુતી ને આખીયો, મૃગા રાણી તાંહી
મુહપોતીયાએ કરી, મુખ બાંધો મુનીરાય ૧
તે મુખ કહીયે કેહને, ઉત્તર તેનો અવલોય
નાક તણો એ નામ મુખ, ન્યાય વીચારી જોય ૨
દુર્ગંધ આવે નાકને, તે માટે સુવીચાર
નાક બાંધવાની કહી, મૃગ્યા રાણી જે વાર ૩
જ્ઞાતા અધ્યયન આઠમે, દુર્ગંધ વ્યાપ્યાં તાહી
છરાજા મુખ ઢાંકીયા, તે દુર્ગંધ નાકે આય ૪

જ્ઞાતા નવમે અધ્યયનમે, દુર્ગંધ વ્યાપ્યા નહાળ
મુખ ઢાંકયા આખ્યા તીંહા, જીનરીષને જીનપાળ ૫

જ્ઞાતા અધ્યયન બારમે, જે જીત શત્રુરાય
મુખ ઢાંકે એમ આખીયા, દુર્ગંધ વ્યાપે ત્યાંય ૬

મુખ અવ્યય નાક છે, તે નાક ભણી મુખ ખ્યાત
વારૂ ન્યાય વીચારને, સમઝો સુગુણસુજાત ૭

હોટ હડપચી નાક વળી, ચક્ષુ ગાલ નીલાડ
મુખના અવયવ તે ભણી, મુખ કહીયે સુ વીચાર ૮

પહેલા અંગ પ્રથમ અઝઝયણમાં, બીજા ઊદેશા ઊદ્રંત
પૃથ્વી વેદના ઉપરે, અંધ પુરૂષ દ્રષ્ટાંત ૯

પગથી લઈ શીર લગી, શરીરના બત્રીસ સ્થાન
ભાલાથી ભેદે વલી, ખડગે છેદે જાન ૧૦

ત્યાં હોટ હડવટી નાક વળી, આંખ જીભ ને દંન્ત
ગાલ નીલાર અને કાન વળી, જુ જુઆ નામ કથન્ત ૧૧

એ મુખના અવયવ કહ્યા, પણ મુખે નો નકહ્યો તામ
તે માટે એ સહુ ભણી, મુખ કહીયે છે નામ ૧૨

બાર આંગળ મુખ કહ્યો, નવ મુખનેઃ સહુ દેહ
અનુયોગદ્વારે આખીયો, દેખો પાઠ વીષેહ ૧૩

લલાટથી લઇ કરી, બાર આંગળ જાણુ
નાક હોટ હડવટી, એ મુખ તણુ પ્રમાણુ ૧૪

ગર્ગાચાર્ય ના કુશીષ્ય, મુખને વીષે વીકાર
ભૃકૂતી કરે કહ્યા પ્રભુ, ઊત્તરાધ્યન મઝાર ૧૫

મુખનો દેશ નીલાડ છે, તે નીલાડ ને મુખખ્યાત
ભૃકુતી લલાટને વીષે, પ્રત્યક્ષ હી દેખાત ૧૬

ઠામ ઠામ સુત્રે કહ્યું, ત્રીવલી ભ્રુકુટી લલાટ
નીરાવલીયાદીક ને વીષે, પ્રભુજી આખ્યા પાઠ ૧૭
તેમજ મૃગારાણી તદા, નાક ભણી મુખ ખ્યાત
તે દુર્ગંધ પ્રતી ટાળવા, જુઓ તજ પક્ષપાત ૧૮
કર રાખે મુખ વસ્તીકા, જેને તીખો ઉપયોગ
તો પણ નહી અટકાવ તસું નહી, મુઝ ખંચ પ્રયોગ ૧૯
તીખો નહી ઉપયોગતસું, જતના કાજ સુજોય
મુખ બાંધે મુખ વસ્રીકા, તો પણ દોષ ન હોય ૨૦
મુખ બાંધે દોરે કરી, કોઇ કહે કયાં ખ્યાત
સાચુજી સાચુ કહ્યું, સાચુ પ્રશ્ન સુજાત ૨૧
નહી તીખો ઉપયોગ તસુ, મુખ બાંધે સુવીચાર
વાયુની જતના ભણી, પણ નહી છે શ્રૃંગાર ૨૨
સુઠ તણો જે ગાંઠીયો, ગણીદેવાર્દ્ધી સંવાદ
ભોગવણો ભુલી ગયા, સંધા આવ્યો યાદ ૨૩
જાણ્યો બુદ્ધી હીણી પડી, લીખ્યા સુત્ર સુખ રાશ
વીર નીર્વાણ ગયા પછી, નવસ્સય એસી વાશ ૨૪
તેમ તીખો ઉપયોગ અતી, રહેતો જાણે નાંહી
ડોરાથી મુખ વસ્તીકા, બાંધે છે મુનીરાય ૨૫
અશણાદીક પ્રતી વહોરતા, પાંતી કરતાં સોય
અન્ય સાધુ પ્રતિ ધામતાં, ચરચા કરતા જોય ૨૬
મુનીને કાર્ય ભલાવતાં, ઇત્યાદીક સુપ્રયોગ
મુખ બાંધ્યા વીન કેમ રહે, અતી તીખો ઉપયોગ ૨૭
તેથી યતના કારણે, ડોરો ઘાલી સોય
મુખ બાંધે મુખ વસ્રીકા, ઓર કારણ નહી કોય ૨૮

જદી કહે ડોરો કયા કહ્યો, તસુ કહીયે એમ વાચ
કાન વીષે ઘાલે તીકા, કયા સુત્રની માંય ૨૯
મુખ બાંધે ડોરે કરી, તસુ કરે નીદા તાત
કાન વધાવે પ્રગટએ, એ કયા સુત્રની વાત ૩૦
તર્ક કરે દોરા તણી, કહે કયા સુત્રે ખ્યાત
કાન વધાવે તેહુની, કેમ નહી પુછે વાત ૩૧
મોર પીચ્છના દેશ પ્રતી, ઘાલી કાન મઝાર
પાણી થકી છાંટયાં થકા, ફુળે તે તેવાર ૩૨
એમ નીત્ય પ્રત્યે બહુ ખપ કરી, કર્ણ વધાય વીશેખ
એમ ઘાલે મુખ વસ્રીકા, કયા સુત્રમાં લેખ ૩૩
કહે વચન શુદ્ધ યતના અર્થ, ઘાલાં કાન મઝાર
તો દોરો પણ યતના અર્થ, ન્યાય સરીખો ધાર ૩૪
પાણીના ઘડાને વીષે, ડોરી બાંધે તેહ
કયાં સુત્રમાં તે કહ્યું, દેખોજી ચીત્ત દેહ ૩૫
તથા તર્પણી પ્રમુખ જે, ડોરી બાંધે તાસ
તે કયા સુત્રમાં આખીયુ, જુઓ હૈયે વીમાસ ૩૬
કમ્બર બીછાણાની કરે, તેને ડોરી બાંધેય
તે પણ કયા સુત્રે કહ્યું, ન્યાય વીચારી લેય ૩૭
વળી સીરાણા બાંધતા, ડોરી થકીજ જોય
તે પણ કયા સુત્રે કહ્યું, ઊત્તર આપો મોય ૩૮
વળી ચીરમળી સુત્રમે, આખી શ્રી ભગવાન
તેને ડોરી બાંધે તીકા, કયા સુત્રમે જાણ ૩૯
પુસ્તકોને પુઠા તણે, પડલારે પહીછાણ
ડોરી બાંધે છે તે, કયાં સુત્રમે વાણ ૪૦

વળી લેખણુ રાખવા, કમલદાન કહેવાય
ડોરી બાંધે તેહને, કયા સુત્રરે માંય ૪૧
લખવાની પાટી તણે, ડોરી પ્રતી બાંધેહ
કયા સુત્રમાં તે કહ્યું, જુઓ તેને લેખેહ ૪૨
તથા લીટી પાના તણે, ડોરીથી પાડેહ
ફાંટયાની પાટી કરે, કયા સુત્રમે તેહ ૪૩
કારણમે પગ પ્રમુખને, પાટો બાંધે દેખ.
ડોરી બાંધે તેહને, કયા સુત્રમે લેખ ૪૪
ગોછાને દોરી થકી, પાત્રા બાંધે તેહ
કયા સુત્ર માંહી કહ્યો, ઊ-તર આપો એહ ૪૫
ડોરાથી મુહ પતીયા, બાંધે જયણા કાજ
તર્ક કરે તેને પુછીયે, આટલાં બોલ સમાજ ૪૬
કહે આઠ પહોર બાંધ્યા રહે, તે કયા સુત્રે ખ્યાત
તો એક પહોર બાંધે તોકે, કયા સુત્રે અવદાત ૪૭
વખાણમા એક પહોર લગ, કર્ણધાલ બાધંત
તે પણુ કોઇ સીદ્ધાંતમાં, ભાખ્યો નહી ભગવંત ૪૮
આઠ પહોર બાંધ્યા થકા, દોષ ઘણો જો હોય
તો એક પહોર બાંધ્યા થકા, દુષણ થોડો જોય ૪૯
જો એક પહોર બાંધ્યા થકાં, દોષ નહી છે કોય
તો આઠ પહોર બાંધે તસુ, દોષણુ કઇ વીધ હોય ૫૦
ડોરો ઘાલે કર્ણ મે, તેહનો દોષણુ હોય
તો કાન વીચે મુખ વસ્રીકા, ઘાલ્યાં દોષણુ જોય ૫૧
જો કર્ણ વીચે મુખ વસ્રીકા, ઘાલ્યા દોષ ન કોય
તો ડોરો ઘાલે કર્ણમે, તો પણુ દોષ ન હોય ૫૨

કોઇ કહે મુખ વસ્ત્રીકા, અષ્ટ પહોર લગ એહ
બાંધ્યાં કર્મે ઉપજે, જીવ અસંખીત જેહ ૫૩
જો મુની અઝઝા શરીર વીષે, થયો ગુમ્બડો કોય
રાધી રૂધીરની ઉપરે, પાટો બાંધે સોય ૫૪
જીવ સમુચ્છીમ તે વીષે, ઉપજે તીણુરે લેખ
પાટારે લાગા રહે, રૂધીર રાધી સંપેખ ૫૫
જબ કહે તનુની ગર્મથી, જીવ ન ઉપજે આય
તો કર્મે કેમ ઉપજે, એક સરીખો ન્યાય ૫૬
પાટે જીવ ન ઉપજે, તો કર્ની કેમ તાણુ
સમજોજી સમજો તમે, સમજો ચતુર સુજાણુ ૫૭
તનુ અસઝાઇ મુની તણે, એક વીધ વણ સંવેદ
રજશ્વલને વણુ કુન, અજ્જાને બે ભેદ ૫૮
એ તનુ અસઝાય વીષે, મુની અઝઝાને તહાય
નીજ નીજ સ્થાનકને વીષે, કરવી નહીં સઝાય ૫૯
એ તનુ અસઝાય વીષે, મુની અઝઝાને લાહી
હેવી લેવી વાંચણી, કલ્પે માંહો માંહી ૬૦
વૃવહાર ઉદેશે સાતમે, એમ ભાખી પ્રભુવાણુ
રાખો જીન વચ આસ્થા, ચમકો મત સુજાણુ ૬૧
તનુ સલગ્ન વસ્ત્રને વીશે, જો જંતુ ઉપજેહ
તો માંહો માંહી વાંચણી, તેને આજ્ઞા કેમ દેહ ૬૨
જો ઉઘાડે મુખ બોલીયા, ન મરે વાયુ કાય
તો વખાણુમાં મુહ વસ્ત્રીકા, તે બાંધે કોણુ ન્યાય ૬૩
કુક દેવી વરજી પ્રભુ, વાયુ ને અધીકાર
દશ વૈકાલીક જોઇ લો, ચોથા અધ્યયન મઝાર ૬૪

મુખના વાયુ કરી મરે, વાયુ જીવ વીચાર
દશમાં અંગે જોઈ લો, પહેલે આશ્રવ દ્વાર ૬૫
સુત્ર ભગવતીને વીષે, સોલમા શતક મઝાર
બીજા ઉદ્દેશે ભાખીયો, કહીયે તે અધીકાર ૬૬
શબ્દ ઉઘાડે મુખ લવે, ભાષા સાવદ્ય સોય
હસ્ત વસ્ત્ર મુખદે વદે, નીરવદ ભાષા હોય ૬૭
વૃતીકાર એમ આખીયો, જીવ સંરક્ષણ સોય
નીરવદ્ય ભાષા જાણવી, અન્ય (બીજી) સાવદ્ય હોય ૬૮
વીકલેન્દ્રી ના પઝઝતગા, તેહુના સ્થાનક જેહ
તે સુરલોક વીષે નથી, પન્નવણા દીતીય પદેહ ૬૯
ધર્મ સંબંધી વાર્તા, કરે શક્ર જેહ વાર
બોલે મુખ ઢાંકી તદા, તે નીરવધ વચ સાર ૭૦
સંસારીક જે વાર્ત્તા, કરે શક્ર જેહ વાર
વદે ઊઘાડે મુખ તદા, તે સાવધ વચ ધાર ૭૧
તે કારણ વાયુ તણી, દયા અર્થ મુનીરાજ
મુખ બાંધે મુહ પોતીયા, પણ અવર નહી છે કાજ ૭૨

ઇતી

## અથ સત્તરમુ સ્યાદ્વાદ અધીકાર

દોહરા

કોઇ કહે ભગવંતનો, સ્યાદ્વાદ મત જોય
એકાન્તીક કહેવું નહી, તેનો ઉત્તર અવલોય ૧
સ્યાદ કથંચીત્ત જાણવું, કીણહી પ્રકાર કરેહ
વદવુ કહેવુ વાદતે, સ્યાદવાદ છે એહ ૨

કહીયે કોઇ એક પ્રકાર કરી, તે સ્યાદવાદ કહેવાય
ન્યાય કહ્યુ છુ તેહનો, સાંભલજો ચીત્તલાય ૩
સુત્ર ભગવતીને વીષે, શતક સાતમો સોય
બીજે ઉદ્દેશે ભાખીયો, જીવ પ્રશ્ન અવલોય ૪
કોણપ્રકાર કરી પ્રભુ, જીવ સાશ્વતો ખ્યાત
કોણ પ્રકાર કરી અસાસ્વતા, આખ્યા શ્રી જગનાથ ૫
દ્રવ્ય થકી તો સાસ્વતો, ભાવ થકી સુવીચાર
અસાસ્વતા પ્રભુજી કહ્યા, એ સ્યાદવાદ મતસાર ૬
સુત્ર ભગવતીને વીષે, શતક ચૌદ મેં સાર
ચોથે ઉદ્દેશે ભાખીયો, પરમાણું અધીકાર ૭
કહ્યો પરમાણું સાસ્વતો, કોણ પ્રકાર કહેહ
કોણ પ્રકાર અસાસ્વતો, હવે તેનો ન્યાય કહેહ ૮
દ્રવ્ય થકી તો સાસ્વતો, પરમાણુ પ્રતે ખ્યાત
ન મટે પરમ અણુપણે, કોઇપણ કાલ વીખ્યાત ૯
વર્ણાદીક ને પજ્ઝવ કરી, અસાસ્વતા અવલોય
સ્યાદવાદ વચએહ છે, ન્યાય દ્રષ્ટી કરી જોય ૧૦
બૃહત કલ્પ માંહે કહ્યું, પાંચમાં ઉદ્દેશ મઝાર
પ્રથમ પહોર અસણાદી પ્રતી, વહોરી ને અણગાર ૧૧
ચોથે પહોર રાખી કરી, તે અશણાદી પ્રતેહ
ભોગવણો કલ્પે નહી, સુખે સમાધે એહ ૧૨
ગાઢાગાઢ આતંક કરી, તુર્ય પોહરમે તેહ
ભોગવણો કલ્પે સહુ, સ્યાદવાદ વચએહ ૧૩
પ્રથમ પોહર વહોરી કરી, કારણ પડયા તાહી
રાત્રી વીશે જે ભોગવે, એ સ્યાદવાદ વચનાહી ૧૪

તુર્ય પોહરની આજ્ઞા કહી, નીશીની આજ્ઞા નાહી
તેથી રાત્રે નહી ભોગવે, કારણ પડીયા તાંહી ૧૫
બીજા ઉદ્દેશોને વીષે, બ્રહુત કલ્પની માંહી
જળવા મદના ઘટ તીહાં, રહેવું કલ્પે નાહી ૧૬
અન્ય સ્થાન ન મળે કદા, તો એક બે નીશી જાણ
રહેવું કલ્પે પ્રભુ કહ્યો, એ સ્યાદવાદ પીછાણ ૧૭
તીણ હીજ ઉદ્દેશે આખીયો, જે આખી નીશી માંહી
દીપક વા અગ્ની બળે, તીહા નહી રહેવું તાહી ૧૮
જો અન્ય જગ્યા નહી મળે, તો એક બે રાત તે સ્થાન
રહેવુ કલ્પે પ્રભુ કહ્યો, એ સ્યાદવાદ વચ જાણ ૧૯
મુની ને સંઘટ્ટો સ્રી તણો, કરવો વરજ્યો સ્વામ
સોલમા ઉતરાધ્યયનમે, વળી બહુ સુત્રે તાંમ ૨૦
બૃહુતકલ્પ છઠે કહ્યું, નદી પ્રમુખથી બહાર
અજજા પ્રત્યે કાઢે મુની, એ સ્યાદવાદ મતસાર ૨૧
ગ્રહુસ્થ પુરૂષવા સ્રી ભણી, નદી પ્રમુખથી જોય
કાઢે મુની વચ એહવુ, સ્યાદવાદ નહી કોય ૨૨
દશવૈકાલીક દેખલ્યો, ચોથા અધ્યયન મઝાર
સચીત ઉદક નહી સંઘટે, એ જીન આજ્ઞા સાર ૨૩
બ્રહુત કલ્પ ત્રીજે કહ્યું, વીહાર કારણથી જોય
નદી ઉતરણી પ્રભુ કહી, એ સ્યાંદવાદ વચ હોય ૨૪
મરણાન્ત કષ્ટે મુની ભણી, સચીતોદક અવલોય
ભોગવણું પ્રભુ એહવુ, સ્યાદવાદ નહી હોય ૨૫
ઊત્તરાધ્યયન કથા વીષે, પરીસહ બીજે પ્રસીદ્ધ
મર્ણાન્ત કષ્ટે ક્ષુલક શીષ્ય, સચીતોદક નહી ઘપી ૨૬

શત અષ્ટાદશ ભગવતી, દશમ ઉદ્દેશે દેખ
પુછયો સોમલ પ્રભુ પ્રત્યે, જે સ્યુ છો તમે એક ૨૭
તથા તમે શું દોય છો, વા અક્ષય તમે હોય
વળી સ્યુ અવ્યય છો તમે, અવસ્થીત તમે જોય ૨૮
કે તમે અનેક ભુત વળી, ભાવ ભવીક અવધાર
વીર ભણી છ પ્રશ્ન એ, સોમલ પુછયા સાર ૨૯
વૃતીકાર કહ્યો તબ પ્રભુ, સ્યાદ્દવાદ પ્રતે ત્હાય
સર્વ દોષ ગોચર રહીત, અવલંબી કહીવાય ૩૦
એક પણ હું છું સોમીલા, યાવદ વલી અનેક
ભુત ભાવ ભાવી અપી, હું છુ એમ કહ્યું પેખ ૩૧
દીણુ અર્થે પ્રભુ એમ કહ્યું, જાવ ભાવીક હુ સોય
પ્રભુ કહે દ્રવ્યાર્થ કરી, એક પણ છુ અવલોય ૩૨
જ્ઞાન દર્શન કરી દોયહુ, પ્રદેશાર્થ કરી ત્હાય
અક્ષય હુ અવ્યય અપી, અવસ્થીત પણ થાય ૩૩
અનેક ભુત ભાવી અપી, હું ઉપયોગ કરેહ
ન્યાય સહુ ત ઊત્તર છએ, સ્યાદવાદ વચ એહ ૩૪
એમજ થાવરચા શુક પ્રત્યે, જ્ઞાતા પંચમ લેહ
એમજ પાર્શ્વ સોમલ પ્રતે, પુપ્ફીયા વીશે કહેહ ૩૫
સહુ દોષણ કરી રહીત છે, સ્યાદવાદ વચ એહ
પણ દોષ કરી સહીત વચ, સ્યાદવાદ ન કહેહ ૩૬
પુર્વા પર અવીરૂદ્ધ વચ, સ્યાદવાદ મત માંહી
પણ પુર્વા પર વીરૂદ્ધ વચ, સ્યાદવાદ વચ નાહી ૩૭
ઈત્યાદીક પ્રભુ આખીયા, દીહીણુ પ્રકાર કરેહ
નીત્ય અનીત્યાદીક જીકે, સ્યાદવાદ વમ તેહ ૩૮

પણ જયો કોઇ પણ પ્રકાર કરી, કુશીલ માનહી ધર્મ
વળી નહી કોઇ પ્રકાર કરી, શીલ વીશે પાપ કર્મ ૩૯
અજ હીન્સાદીક મે નહી, કીણુહી પ્રકારે ધર્મ
કીણુહી પ્રકાર બંધે નહી, સંવરથી અઘકર્મ ૪૦
કોઇ પણ પ્રકારે થાય નહી, સાવધ માંહી ધર્મ
કોઇ પ્રકારે બંધે નહી, નીરવઘથી અઘકર્મ ૪૧
કોઇ પ્રકાર કરી હોવે નહી, જીન આજ્ઞાવીન ધર્મ
કોઈ પ્રકારે બંધે નહી, આજ્ઞાથી અઘ કર્મ ૪૨

ઇતી

## અથ ૧૭ મું વીષંવાદ અધીકાર

દોહરા

કોઇ કહે વીષંવાદમત, પ્રભુનો સમય વીષેહ
કોઇ સુત્રે વચ જે કહ્યું, કીહાં અન્યથા તેહ ૧
કોઇ સુત્રે વચ જે કહ્યું, તે વચ બીજા સુત્રેહ
વીકટે તે વીષંવાદ કહે, ઊત્તર તાસ સુણેહ ૨
શબ્દ સપ્ત ભંગી કહી, જીન વાણી સુખદાય
સપ્તનયે કરી સત્યવચ, તેને વીષંવાદ ન કહાય ૩
કોઇક સુત્ર વીષે પ્રભુ, આખ્યા વચન વીખ્યાત
વીગટે જે અન્ય સુત્રથી, તે વીષંવાદ વચ થાત ૪
વીષંવાદ વચ એહ તો, પ્રભુનો નહી છે કોય
વચ કેવળ જ્ઞાની તણો, વ્યભચારીક નહી હોય ૫
વીષંવાદ જોગે કરી, અશુભ નામ કર્મ બંધ
અષ્ટમ સતકે ભગવતી, નવમે ઉદેશે સન્ધ ૬

વીષંવાદ એ અશુભ છે, તેથી અશુભ જ બંધ
તો કેમ હોવે પ્રભુજી તણો, વીષંવાદ વચ મંદ ૭
એ વીષંવાદ યોગે કરી, નામ કર્મ શુભ બંધ
આઠમા શતકે ભગવતી, નવમા ઊદ્દેશે સન્ધ ૮
દશમા અંગમે દેખ લ્યો, સાતમા અધ્યેયનમાંહી
સત્યવાદી છે તેહનું, વીષંવાદ વચ નાહી ૯
સત્યવાદી સંસારના, તેના વીષંવાદ વચનાય
તો પ્રભુજીના વચન તે, વીષંવાદ કેમ થાય ૧૦
પુર્વાં પર અવીરૂદ્ધ વચ, પ્રભુના સમવા યંગ
વચ અતીશય પેત્રીસમે, અતીશય નવમુ સુચંગ ૧૧
ઉત્સર્ગ મે આજ્ઞા કીહા, કીહા આજ્ઞા અપવાદ
એકથી એક વીગટે ન તે, પણ નહી છે વીષંવાદ ૧૨
ઉત્સર્ગે આજ્ઞા નથી, તે કાર્યની જાન
અપવાદે આજ્ઞા કહી, તે વીષંવાદ મત માન ૧૩
વીષંવાદ ની ઉપરે, કહી યે હેતુ સાર
નીપુણ ન્યાય વચ સાંભલી, દ્વેષ હૈયે મત ધાર ૧૪
બાર માસ છે વર્ષના, તેહ વીષે સુવાધાન
અધીક ધર્મ કરવા તણો, માસ ભાદ્રવો જાન ૧૫
તેહ વીષે પણ પ્રગટ હે, અધીક ધર્મના દીહ
પર્વ પજુશણ પ્રસીદ્ધ હે, પોસાહ પ્રમુખ શુલીહ ૧૬
તે પર્યુષણને વીષે, કલ્પ સુત્ર વ્યાખ્યાન
તેહ વીષે વતકા કહી, સુણજો સુગુણ સુજાન ૧૭
પ્રભુ દશમા સુરલોકથી, ભવસ્થીત ભોગવ તેહ
ચવીયા પહેલાને પછી, જાણ્યું અવધી કરેહ ૧૮

ચવન સમય નવી જાણીયો, સુક્ષમ કાળ વીશેખ
એમ જ પંદરમા અઝયણુમે, બીજા આચારંગ લેખ ૧૯
કલ્પ અને ધુરઅંગમે, ચવન કાળ ત્રણુધાર
એક સરીખા આખીઆ, હુવે સાહુરણુ વીચાર ૨૦
ગર્ભ સાહુરણુ કર્યો તીહા, કલ્પ સુત્રમેખ્યાત
સંહુરીયા પહીલા પછી, જાણ્યું શ્રી જગન્નાથ ૨૧
સંહુરતા વેળા પ્રભુ, વર્તમાન કાલેહ
જાણ્યું નહી એવું કહ્યું, કલ્પ સુત્ર વચ એહ ૨૨
આચારંગ પન્નરમે કહ્યો, સાહુરણુ પ્રથમ પશ્ચાત
વળી સાહુરતાંવાર પણુ, જાણ્યું શ્રી જગનાથ ૨૩
ચવન કાળ તો સમય એક, છદમસ્થનો ઉપયોગ
અસંખ્ય સમયનુ તે ભણી, ચવન ન જાણ્યું જોગ ૨૪
સુર કાર્ય સાહુરણુ તે, સમય અસંખ્ય સુજાણુ
તીણુથી સાહુરણુતા પ્રભુ, જાણ્યુ અવધી પ્રમાણુ ૨૫
સાહુરતા જાણ્યુ નહી કલ્પ સુત્ર મેખ્યાત
સાહુરતા જાણ્યુ કહ્યુ, ધુર અંગે જગનાથ ૨૬
કલ્પ સુત્ર ધુર અંગ મે, એ બેહુ વચ આખ્યાત
વચ સાચો જુઠો કયો, દેખો તજ પક્ષપાત ૨૭
વીર પ્રભુ તો એક છે, જાણ્યુ ધુર અંગ ખ્યાત
નવી જાણ્યું કલ્પે કહ્યું, બેઊ સાચા કેમ થાત ૨૮
બે માંહેલો એક તો, મીથ્યા વચન વીશેખ
જુઓજી જુઓ તમે, જુઓ તઝ મત ટેક ૨૯
જાણ્યા ધુર અંગે કહ્યા, તેહ સત્ય વચ જાણુ
નવી જાણ્યું કલ્પે કહ્યું, તેહ વચણુ અપ્રમાણુ ૩૦

બૃહત્કલ્પરે પાંચમે. તનુ કારણથી ત્હાય
સુર્ય ઊગ્યા જાણીને, આહાર લીયો મુનીરાય ૩૧
ભોગવટા શંકા પડી, રવી ઉગ્યો કે નાહી
અથવા સુર્ય આથમ્યો, તથા આથમ્યો નાહી ૩૨
શંક સહીત એમ ભોગવ્યા, રાત્રી ભોજન પીંડ
ભોગવતો પામે તીકો, ગુરૂ ચોમાસી દંડ ૩૩
એમજ કારણ વીન રવી, ઊગ્યો જાણી ત્હાય
આહાર ગ્રહ્યો પણ શંક સહીત, ભોગવીયા દંડ આય ૩૪
દશમા ઊદેશા નીશીથમે, રાત્રી ભોજનતાય
કારણથી પણ ભોગવ્યા. દંડ ચોમાસી આય ૩૫
નીશીથ ઉદેશે બારમે, ચુર્ણી વીશે અવલોય
નીશી ભોજન કારણ થકી, ભોગવણો કહ્યો સોય ૩૬
એમજ બૃહત્કલ્પ તણી, ચુણીં વૃતી વીષેહ
રોગાદીક કારણ મુની, નીશી ભોજન જીમેહ ૩૭
સુત્રે રાત્રી ભોજન પ્રતે, વરજ્યો તે તો શુદ્ધ
ચુર્ણી વીશે એ સ્થાપીયો, તેહ પ્રત્યક્ષ વીરૂધ્ધ ૩૮
નીશીથ ઉદેશે પંદરમે, આખી શ્રી જીનવાણ
સચીન આંબ ચુસે મુની, દંડ ચોમાસી જાણ ૩૯
આખ્યો ચુર્ણી મે તીહાં, શીષ્ય અપંડીત સોય
રોગ મીટાવવા નીમી-તે, વૈદ કથનથી જોય ૪૦
અથવા મારગ ચાલતાં, ઉણોદરી છે તેહ
અણ સરતે જે ભોગવે, વીરૂદ્ધ કહી જે જેહ ૪૧
સુત્રે વરજ્યો સચિત આંબ, ચુર્ણિકાર વળી તેહ
કારણ પડાયા ચુસવું, કહ્યું વિરૂદ્ધ વચ એહ ૪૨

સચિત ઝાડ મુનિ જો ચઢૈ, તો ચોમાસિક દંડ
નિશીથ ઉદ્દેશૈ બારમૈં, શ્રી જીન વચન સુમંડ ૪૩
સુત્ર નીશીથ તણી જેહ, ચુર્ણિં વિષે એમ વાય
સ્વાન વગેરેના ભય હરણ, દંડો લે મુનિરાય ૪૪
પહેલા અચિત દાંડો લેહ, પછી મિશ્ર પરિ તેણ
પ્રથમ અચિત યાવત્ત પછી, અનન્ત કાયનું જેણ ૪૫
રૂખ ઉપર મુનિ નહી ચઢૈ, એ જીન આજ્ઞા શુદ્ધ
ચુર્ણિંકારે કહ્યું સચિત દંડ, અર્હતવચન વિરૂદ્ધ ૪૬
રૂષભ ભરત અને બાહુબલિ, બ્રાહ્મી સુંદરી બેહ
લાખ ચોરાસી પૂર્વનું આયું તીજા અંગેહ ૪૭
રૂષી મણ્ડલ માંહિ કહ્યું, રૂષભદેવ ભગવાન
ભરત વિનાવલિ રૂષભનાં, પૂત્ર નવ્વાણું જાન ૪૮
ભરત તણાં વલી આઠ સુત, અષ્ટોતરસો એહ
એક સમય સીઝયા તીકો, વિરૂદ્ધ વચન છે જેહ ૪૯
રૂષભ બાહુબલીનો આઉખો, પૂર્વ ચૌરાસી લક્ષ
કેમ તેને સીધ ગતી એક સમય, વિચારો તજ
મત પક્ષ ૫૦
સતક ચૌદમે ભગવતી, સાતમા ઉદેશ વીષેહ
વૃતિ વિષે આખ્યો તિકો, સાંભલજો ચિત્ત દેહ ૫૧
પંદરસો પ્રતિ બોધિયા, તાપસ ગૌતમ સાંમ
પ્રભૂપૈ આવતા પામીંયા, કેવલ જ્ઞાન અભિરામ ૫૨
ભો સાધો વંન્દો તુમ્હે, શ્રી જીન પ્રતિ શિરનામ
એમ ગૌતમ કહ્યે થકે, જીન ભાષે ગુણધામ ૫૩

એ કેવલ જ્ઞાની તણી હે ગૌતમ મુનિરાય
લાગે તુજને આશાતનાં, વૃતિ વીષે એ વાચ ૫૪
દશવૈકાલિક સુત્રમાં નવમાં અધ્યન વીષેહ
પ્રથમ ઉદ્દેશે અગીયારમી, ગાથામાં ઇમલેહ ૫૫
વિપ્ર અગ્નિહોત્રી તિકો અગ્નિ પ્રતે શિરનામ
આહુતી પદ મંત્રપદ. ઘૃતાદિ સીંચે તામ ૫૬
આચાર્ય પ્રતે એ વિધૈ, વારૂ શિષ્ય વિનીત
વર અનન્ત જ્ઞાની છતે, આરાધે એ રીત ૫૭
હરીભદ્ર સૂરે કરી, વૃતિ વીષે એમ ઉક્તિ
શિષ્ય કેવલ જ્ઞાની છતો, કરે ગુરૂની ભક્તિ ૫૮
કહ્યું વૃત્તિમાં જીન પ્રતૈ, વંન્દો ગૌતમ ખ્યાત
તસું પ્રભુ કહી આશાતનાં, કેમ મલે એ વાત ૫૯
ગુરૂ વંદે શિષ્ય કેવલી, સુત્ર મહી એમ ખ્યાત
તો પ્રભુ વંદો એમ કહ્યાં, આશાતના કેમ થાત ૬૦
સચીત્ત આહાર મુનિને, અભક્ષ પાંચમે અંગ પ્રબંધ
જ્ઞાતા અધ્યેનૈં પંચમે, નિરાવલિયાશ્રત સ્કંધ ૬૧
દ્વિતીય આચારંગ લાગતાં, આધાકરમી આહાર
અપ્રાશુક પિણ વૃતિ મેં, ભોગવણું કહ્યું ધાર ૬૨
કહ્યો અફાસુ અભક્ષજીન, વૃતિ વીષે વલી તેહ
કહ્યું ભોગવણો કારણેં, વિરૂદ્ધ વચન છે એહ ૬૩
શતક પચીસમે ભગવતી, છઠ્ઠા ઉદ્દેશા માંહિ
બકુશ ઉત્તર ગુણ તણો, પડિ સેવી કહ્યું તાહિ ૬૪
તેજ ઉદ્દેશે વૃતિમેં, બકુશ પ્રતિ એમ ખ્યાત
મૂલ ઉત્તર પડિશેવિયે, તેહ વિરૂદ્ધ સંજાત ૬૫

ઠાણુા અંગ ઠાણે ચતુર્થ, પ્રથમ ઉદ્દેશે પેખ
સનત કુમારતણી કહી, અંત કૃયા સુવીશેખ ૬૬
આવશ્યક નિર્યુંકતીમાં, ઉત્તરાધ્યેન વૃત્તિ માંહિ
તીજે સ્વર્ગ ગયો કહ્યો, મલે નહિ એ વાય ૬૭
અષ્ટમ શતકે ભગવતી, બીજા ઉદ્દેશા માંહિ
એકેન્દ્રી નિશ્ચય કરી, કહ્યા અજ્ઞાની તાહી ૬૮
કર્મ ગ્રંથમાં જોઇ લ્યો, એકેન્દ્રીની માંહિ,
બે ગુણ થાણુા કહ્યા, તે વિરૂદ્ધ કહેવાહી ૬૯
શતક સાતમે ભગવતી, છઠ્ઠે ઉદ્દેશ સંબેદ
છઠ્ઠે આરે વૈતાઢય વિન, સહુ ગિર હુસ્યે વિછેદ ૭૦
પ્રકરણમાં શત્રુંજ ગિરિ, સાત હાથ પરિમાણ
રહેશે કહ્યો તે વચન, પ્રત્યક્ષ વિરૂદ્ધ પિછાણુ ૭૧
આઠમાં શતકે ભગવતી, નવમાં ઉદ્દેશ વિષેહ
માયા ગૂઢ માયા કરે, વચન અલીક વદેહ ૭૨
કુડા તોલા ને વલી, કુડા માંપ કરેહ
એ ચારેઇ પ્રકાર કરિ, તીર્યંચ આયુ બંધેહ ૭૩
એ ચારે કારણ અશુભથી, તીર્યંચ આયુ બંધ
તિણુકારણ તિર્યંચનું આયુ પાપ કથિન્ધ ૭૪
કર્મ ગ્રંથ માંહી કહ્યો, તિર્યંચ આયુ પુન્ય
તે માટે એ સુત્રથી, વચન વિરૂદ્ધ જણુન્ય ૭૫
પાંચ સ્થાવર વિકલેન્દ્રિયો, એ પણુ તીર્યંચ જાણુ
તાસ આઉખો પુન્ય કહે, પ્રત્યક્ષ વિરૂદ્ધ પિછાણુ ૭૬
જઘન્ય આઉખાનો ધણી, તીર્યંચ મરીને તેહ
જો તીર્યંચમાં ઉપજે, કેાાડ પૂર્વ સ્થિત કેહ ૭૭

જઘન્ય આયુ પાંચ તીર્યંચના, માંઠા અધ્યવસાય
કહ્યા ભગવતીને વિષે, શતક ચોવીસમાં માહ્ય ૭૮
અપસત્થ અધ્યવસાયથી, કોડિપૂર્વ તિરિ હોય
તેથી એ તીર્યંચ આઉખો, પાપ કૃત અવલોય ૭૯
કુલ ચણ્ડાલે ઉપનો, હરકેશી મુનિરાય
ઉત્તરાધ્યયન વિષે કહ્યું, બારમા અધ્યેન મ્હાય ૮૦
કર્મ ગ્રન્થ માંહી કહ્યો, છઠ્ઠે ગુણ ઠાણેહ
નીચ ગોતનો ઉદય નહીં, ન્યાય મલે કેમ તેહ ૮૧
અષ્ઠમશતકે ભગવતી, દશમ ઉદ્દેશે ઇષ્ટ
જઘન્ય જ્ઞાન આરાધનાં, સતઆઠ ભવ ઉત્કૃષ્ટ ૮૨
વૃત્તિકાર કહ્યું યહ વિધ, ચરિત સહિત જે જ્ઞાન
તેહની જઘન્ય આરાધનાં, તસું ભવ એ પિછાન ૮૩
બીજા સમ દ્રષ્ટી તણો, દેશ વૃતી નાંજેહ
ભવ ઉત્કૃષ્ટ અસંખ્ય છે ન્યાય વચન છે એહ ૮૪
ચંદા વિજય ગ્રંથમાં, આરાધકનાં સોય
આખ્યા ભવ ઉત્કૃષ્ટ ત્રણ, એ મલે નહિ કોય ૮૫
અષ્ટમ અંગે નેમ પ્રભુ, કૃષ્ણ ભણી આખ્યાત
તું તીજી પૃથ્વી વિષે, જસે આયુ સાગર સાત ૮૬
તીજીથી અન્તર રહિત, નિકલીસેય બારેહ
અમમ નામ બારમા જીન, થશે મહા ગુન ગેહ ૮૭
અહીંઆ કહ્યો અન્તર રહિત, તૃતીય નરકથી તાહિ
નિકલી તીર્થંકર હુસ્યે, તિણશું બિચ ભવ નાહિ ૮૮
પ્રકરણ રતન સંચય વિષે, આખ્યો કૃષ્ણ મુરાર
બાલૂ પ્રભાથી નીકલી, નર ભવ લહી ઉદાર ૮૯

બ્રહ્મ કલ્પમાં સૂર થઇ, થશે તીર્થંકર દેવ
એમ કહ્યા તસુ પાંચ ભવ, કેમ મલે એ ભેવ ૯૦

ઇત્યાદિક જે સૂત્રથી, વૃતિ વગેરે માંહિં
વિરૂદ્ધ વચન છે તે પ્રતે, કેમ માની જે તાહિ ૯૧
દ્વિતીય આચારંગને વિષે, દસમા ઉદ્દેશા મ્હાય
મંસ મચ્છ કહ્યો પાઠમેં, તાસ અર્થ કહેવાય ૯૨

ટબો પાર્શ્વચંદ્ર સૂરિકૃત, તે વીષે એમ ખ્યાત
વૃત્તિકાર એ માંસ મચ્છ, લોક પ્રસિદ્ધ આખ્યાત ૯૩

વિરૂદ્ધ સુત્રથી તે માટે, ન સંભવે એ અર્થ
વલી ગીતાર્થ જે વદે, પ્રમાણ છેજ તદર્થ ૯૪
અસ્થી શબ્દે સુત્રમાં, ઠલીયા છે બહુ સ્થાન
એગઠ્ઠિયા હરડે કહ્યું, સુત્ર પન્ન વણા જાન ૯૫
કહ્યા દાદમ પ્રતે બહુઠ્ઠિયા, એહવા શબ્દ પ્રભુત
અસ્થિ શબ્દ ઠલીયા કહ્યા, તો મંસ શબ્દ ગલ હુન્ત ૯૬

એહવુ સંભવે છે, તે માટે અવલોય
વનસ્પતિજ વિશેષ છે, મન્સ મચ્છ, એ જોય ૯૭

ભાવ ઉઘાડે મન્સ મચ્છ, ચારિત્રયા નૈં જેહ
કારણથી પણ આહાર વો, યોગ્ય નથી દીસેહ ૯૮

વલિ સૂત્રમા સાધુને, ઉત્સર્ગ ભાવ આખ્યાત
વૃત્તિ વિષે અપવાદ એ, ભાવ તણો અવદાત ૯૯

તિણજે વિશેખ સૂત્રનો અર્થ ઉત્સર્ગ પણેહ
જેમ છે તિમ હિજ મિલે, ઈમ કહ્યું ટબા વિષેહ ૧૦૦

ટબાકાર પણ એમ કહ્યો, સૂત્ર થકી વિગટેહ
અર્થ પ્રમાણ તિકો નહીં, તો મુઝ દુષણ કેમ દેહ  ૧૦૧

॥ ઇતિ ॥

## ॥ ૧૮ મું ભગવતીમાં નિર્યુક્તી કહી તથા પન્નવણા સામાચાર્ય કૃત કહે તેના ઉતરનો અધિકાર ॥

॥ દોહા ॥

કોઇ કહે નિર્યુક્તી કહી, શતક પચ્ચીસમાં માંહી
તીજા ઉદ્દેશે ભગવતી, તુમ્હે ન માનો કાંહિં  ૧
તસું પૂછી જે નિર્યુક્તી, કહની કીધી જેહ
ભદ્રબાહુ કૃતા તબ કહે, ચૌદ પુર્વધર તેહ  ૨
તેને કહીયે જે તમે કહી, ભદ્ર બાહુ કૃત એહ
તો ભગવતી સુત્ર વીષે તે, કેમ કહી છે તેહ  ૩
વીર છતાં એ ભગવતી, તેહ વિષે અવધાર
કેમ કહી ભદ્રબાહુ કૃતા, જુવો ન્યાય વિચાર  ૪
ભદ્રબાહુ મોડા હુવા, પાંચમે આરે સુજાત
ચોથા આહરે ભગવતી, તેહ વિષે કેમ થાત  ૫
ગ્રામો નાસ્તિ સીમકુતઃ, ભદ્રબાહુ અણગાર
નહી હતા તો તેની કીધી, કેમ નિર્યુક્તી તિંવાર  ૬
સુત્ર ભગવતીને વિષે, કહી નિર્યુકતી જેહ
તે માનવા યોગ્ય અમ્હે, પણ હમણા નથી તેહ  ૭

ત્યારે કહે પાટ તેવીસમે, સામાચાર્ય તાહ
સુત્ર પન્નવણા તેણે કર્યું, કહ્યો પીઠકા માંહિ ૮
ગણધર કૃત તે ભગવતી, તે વિષે સુવિચાર
નામ પન્નવણાનો કહ્યો, તે કિણ વિધ અવધાર ૯
તસું કહીયે તે પન્નવણા, સામાચાર્ય જોય
મોટાની નાની કરી, એવું દીસે સોય ૧૦
પણ મુલ થકી કરી નવી, એવું સંભવે નાંય
દશ પૂર્વધર તે નહીં, તેની કીધી કેમ થાય ૧૧
સમ્પુર્ણ દશ પૂર્વ ધર, ચૌદ પૂર્વ ધાર
તેના રચેલા આગમ હુવે, વારૂ ન્યાય વિચાર ૧૨

**નિશીથ નંદી દશ વૈકાલીકાધિકાર**

હેમિનામ માલા વિષે, પહેલા કાંણ્ડે અવદાત
સુહસ્તાદ્યા વજ્રાન્તા, દશ પૂર્વ ધર આખ્યાત ૧૩
સુહસ્તથી લેઇ કરી, વજ્ર સ્વામી લગી જોય
દશ પૂર્વ ધર બતાવ્યા, અધિક પૂર્વ નહિં હોય ૧૪
સ્વામી વજ્ર થયા પછી, બહુ વર્ષે સુવિમાસ
સામાચાર્ય તો થયા, દશ પૂર્વ નહિં જાસ ૧૫
તસું કૃત આગમ કેમ હુવે, ન્યાય નેત્ર કરિ જોય
સુત્ર મોટાનો નાનો કરે, તસું કારણ નહિ કોય ૧૬
એમજ સુત્ર નિશીથ પ્રતિ, ગણી વિસાહ વિચાર
મોટાનું નાનું કર્યું, એવું લાગે સાર ૧૭
વલિ દશવૈકાલિક પણ, કરયું સીજંભવ એહ
તાસ નામ નંદી વિષે, કેમ કહ્યો ગુણ ગેહ ૧૮

ગણધર કૃત જે ભગવતી, તાસ વિષે સુવિચાર
નામ નંદીનું પણ કહ્યો, હવે તેનો ઉત્તર સાર ૧૯
જેમ પન્નવણા તેમજ એ, મોટા થકી નાની કીધ
પણ મૂલ થકી કીધી નવી, નહી સંભવે સીધ ૨૦
ચૌદ પૂર્વ માંહિથી, અર્થ અનોપમ સાર
દશ વૈકાલિક મોટું પણ, પૂર્વે રચિત ઉધાર ૨૧
તે મોટાનું એ નાનું, મનક પુત્ર માટેહ
સુત્ર સીજંભવ પણ કર્યું, ન્યાય સંભવે એહ ૨૨

॥ ઈતિ ॥

## " ૧૯ મું નંદી થિરાવલી અધિકાર "

કોઈ કહે નંદી તણી થિરાવલી છે તેહ
ગણધર કૃત કે અન્ય કૃત, હવે તેનો ઉતર લેહ ૧
નંદી પીઠકા ને વિષે, સુધર્મ જમ્બુ સ્વાંમ
પ્રભવ સીજંભવ આદિ ત્યાં પાઠ વન્દે બહુ ઠામ ૨
અનાગત જીન ચોથે અંગ, વન્દે પાઠ ન ખ્યાત
તે થનાર મુનિભણી, કેમ વન્દે ગણી નાંથ ૩
તેથીએ થિરાવલી, દેવ વાચક કરી કહેવાય
પણ ગણધર કૃત એ નહીં, નિર્મલ વિચારો ન્યાય ૪
થિરાવલી ને અન્તે કહ્યું, અન્ય પણ સહુ ભગવંત
પ્રણમી જ્ઞાન પરૂપણા, કહીસુ તાસ ઉદન્ત ૫
નદી સૂત્રની વૃતિ મે, કહ્યો એમ અવદાત
દુષ્ય ગણીનો શિષ્ય જે, દેવવાચક એમ ખ્યાત ૬

એ લેખે નંદી સુત્ર; દુષ્ય ગણી શિષ્ય દેવ
મોટાનું નાનું કર્યું, તે જાણે જીન ભેવ ૭

કથા તણી ગાથા જે, નદી સૂત્રની માંય
દેવવાચક કરી હુવે, એવુ દીસે ન્યાય ૮

દશ ચૌદશ પૂર્વધરા, આગમ રચે ઉધાર
તે પણ જીનની શાખથી, વિમલ ન્યાય સુવિચાર ૯

પણ જીનની જે શાખ વિના, આગમ સૂત્ર અમોલ
છદ્મસ્થ કૃત કઇ રીતે હુવે, ત્રાજવું ન્યાયથી તોલ ૧૦

ચાર જ્ઞાની ગૌતમ ગણી, ચૌદ પૂર્વ ધાર
તે પણ વચન ખલાવિયા, સાતમા અંગ મઝાર ૧૧

દ્રષ્ટિવાદ તણો ધણી, વચન ખલાયાં તાહી
અન્ય મુનીને હસવું નહીં, દશવૈકાલિક માંહિ ૧૨

પાંચમે અંગ ત્રીજે શતક, પ્રથમ ઉદ્દેશે તાંય
વૈક્રિય શકતી સુર તણી, અગ્નિભુતિ કહિ વાય ૧૩

વાયભુતિ શ્રદ્ધી નહીં, પ્રતીત ન આણી તેહ
પ્રભુને પુછી ખમાવિયા, બાર અંગ ધર એહ ૧૪

ઠાણા અંગ ઠાણે સાતમે, હિન્સા જુઠ અદત
શબ્દ રૂપ ગંધ ફરશ રસ, આસ્વાદી હુવે રકત ૧૫

બલિપુજા સત્કાર પ્રતિ, પામીને હર્ષાય
સાવધ ઇહુવધ કહી, તાસ સેવવું થાય ૧૬

જેમ પરૂપે તે વિષે, નથી પાલવું હોય
સાત પ્રકારે જાણવું, છદ્મસ્થ પ્રતિ અવલોય ૧૭

ચૌદ પૂર્વ ધર પણ કરે પડિકમણું બેઉ કાલ
ભુલતા ખામીનુ તિકો, જુવો ન્યાય નિહાલ ૧૮
તેથી ચોદ પૂર્વ ધર, વલિ દશ પૂરવ ધાર
જીન શાખે આગમ રચે, એવો સંભવે સાર ૧૯
એમજ પ્રત્યેક બુદ્ધિ પણ, જીન શાખે સુવિચાર
આગમ રચવું સંભવે, અમલ ન્યાય અવધાર ૨૦
એમ મને વ્યાસે તેમ કહ્યું, અર્થ અનૂપ ઉદાર
વલી કેવલ જ્ઞાની કહે, તે હિજ છે તંત સાર ૨૧
ત્યારે કહે ચોદ પુર્વધર, ભદ્ર બાહુ ગુન ગેહ
નિર્યુકતી તેહની કરી, કેમ માનો નહી તેહ ૨૨
હવે તેહનો ઉત્તર સાંભલો, તે નિર્યુકતી માંહિ
હું વાદૂં વજ્રસ્વામી પ્રતે, એમ કહ્યું છે તાહિ ૨૩
જો ભદ્ર બાહુ કૃત એ હોય, તો વજ્ર સ્વામી પ્રતિ જેહ
નમસ્કાર કિણ વિધ કરે, દેખોજી ચિત દેહ ૨૪
વલિ નિર્યુકતીમાં કહ્યો, બાલ્ય અવસ્થા માંહિ
વરસાદ પડતાં દેવતા, આહાર નિમંત્ર્યો તાહિ ૨૫
પણ તે આહાર ઇચ્છીયો નહીં, સીખ્યો વિનય આચાર
અહેવા વજ્ર સ્વામી પ્રતે, નમસ્કાર કરૂં સાર. ૨૬
નગર ઉજેણીને વીષે, જમ્ભક નામે દેવ
કરી પરીક્ષા ને પછી, સ્તવ્યો તાસ સ્વયમેવ ૨૭
લબ્ધી અક્ષીણ માહણસી, તેહ તણો ધરણહાર
સીહ ગીરી પ્રશંસીયો, વંદુ તે અણગાર ૨૮

પદાસારણી લબ્ધી જેને, દશપુર નગર મઝાર
મહીમા કીધી દેવતા, કરૂ તેને નમસ્કાર ૨૯
જેહ કુસુમપુરને વીષે, ધન્નો શેઠ જેહ વાર
ધન વળી કન્યાએ કરી, નીમંત્ર્યો ઘર પ્યાર ૩૦
નવ જોબન વયને વીષે, વજ્ર રૂષી ગણધાર
નમસ્કાર તેહને કરૂં, એમ કહ્યો નીર્યુંકતીમઝાર ૩૧
ભદ્રબાહુ શ્વામી પછી, બહુ વર્ષે અવધાર
વજ્ર શ્વામી મોડા થયા, દેખો ન્યાય વિચાર ૩૨
નીમીત્રીયો કન્યા ધને, એમ અહીયાં આખ્યાત
પણ નીમંત્રસી એમ નથી કહ્યો, દેખો સુગુણ સુજાત ૩૩
મહીમાં કીધી દેવતા, એમ અહીયા આખ્યો સોય
સુર કરસ્યે મહીમા એસો, વચન કહ્યો નહી કોય ૩૪
તે કારણ એ નીયુંકતી. ભદ્ર કૃત નાંય
વલી એ નીર્યુંકતી. વીષે, વચન બહુ વીરૂધ્ધ દેખાય ૩૫
ઉવવાહી મે આખીયો, ઉત્કૃષ્ટી અવગાહ
ધનુષ પાંચસોની હોય તે, સીજે એ જીન વાય ૩૬
આવશ્યક નીર્યુંકતી મે, મરૂ દેવી માય
સવા પાંચસે ધનુષ્ય તનુ, એ વચ કેમ મીલાય ૩૭
ઠાણાંગ ચોથે ઠાણા વીષે, પ્રથમ ઉદ્દેશા માંહી
સનત કુમર ચક્રી કહી તણી, અંત કૃયા કહી તાહી ૩૮
આવશ્યક નીર્યંકતીમા, ચક્રે સનત કુમાર
ત્રીજે સુર લોકે ગયો, એ વચ વીરૂધ્ધ વીચાર ૩૯

ૠષભ બાહુ બળ આઊખો, પુર્વ ચોરાસી લક્ષ
સમવાયંગમે આખીઓ, પાઠ માંહી પત્યક્ષ ૪૦
આવશ્યક નીયુકતી મે, ૠષભ બાહુ બળ રાય
એક સમય શીવગત લહી કેમ મળે એ વાય ૪૧
જ્ઞાતા અધ્યયન આઠમે, મલ્લી નાથ જીનરાય
પોશ સુદ અગીઆરશ દીને, ચારીત્ર કેવળ પાય ૪૨
આવશ્યક નીયુકતીમાં, ચારીત્ર કેવળ નાણુ
માગશર સુદ એકાદશી, વીરૂદ્ધ વચન એ જાણુ ૪૩
નેવુ ગણુધર અજીતના, સમવાયંગ વિષેહ
આવશ્યક નીયુંકતીમાં, કહ્યા પંચાણુ જેહ ૪૪
તુર્યઅંગ જીન સુવીધના, છયાસી ગણુધાર
આવશ્યક નીયુંકતીમાં, અઠયાસી અધીકાર ૪૫
ચોથે અંગ શીતળ તણા, ત્યાસી સુવીચાર
આવશ્યક નીયુંકતીમાં એકયાસી ગણુધાર ૪૬
તુર્યઅંગ બાસઠ કહ્યા, વાસુ પુજ્ય ગણુધાર
આવશ્યક નીયુંક્તીમાં, છાસેઠ કહ્યા તે વાર ૪૭
ગણુધર અનંત પ્રભુ તણા, સુત્રે ચોપન ખાસ
આવશ્થક નીયુંકતીમા, આખ્યા છે પચાસ ૪૮
ગણુધર ધર્મ પ્રભુ તણા, સુત્રે અડતાળીશ
આવશ્યક નીયુંકતી મે, તેતાળીશ વળી દીશ ૪૯
નેવુ ગણુધર વળી શાંન્તીના, તુર્યું અંગ સુજગીશ
આવશ્યક નીયુકતી મે, આખ્યા છે છત્રીશ ૫૦
પાર્શ્વ પ્રભુના તુર્ય અંગ, ગણુધર આઠ ઊદાર
આવશ્યક નીયુંક્તીમાં, આખ્યા દશ ગણુધાર ૫૧

આવશ્યક નીર્યુંકતી મુની, કૃત પંચકમે કાલ
પંચ ઠાભના પુતળા, કરવા કહ્યા જે નીહાલ ૫૨
આવશ્યક નીર્યુંકતીમે, વતીકા વીરૂદ્ધ અનેક
ચતુર હોય તે ઓળખી, છાંડે મતરી ટેક ૫૩
તેથી ચૌદ પુર્વ ધર, ભદ્રબાહુ અણગાર
તેની કીધી કેમ હુવે, એ નીર્યુંકતી વિચાર ૫૪
આવશ્યક નીર્યુંકતીમે, કારણથી અણગાર
ગ્રહણ કરે છ કાયને, કહીયે તે અધીકાર ૫૫
શર્પાદીક ડંસીયા છતાં, પૃથ્વી કાય પ્રતેહ
પ્રથમ અચીત માગી લીયે, ગ્રહસ્થ સમીપે જેહ ૫૬
જો માગી મળે નહી, તો પોતે આણેહ
કદાચ અચીત મળે નહી, તો મીશ્ર પૃથ્વી માગેહ ૫૭
મીશ્ર પૃથ્વી લાધે નહી, તો પોતે જાતેજાય
અટવી આદીકથી મીશ્ર પૃથ્વી, લેઆવે મુનીરાય ૫૮
મીશ્ર કદા મળે નહી, માંગે જઇ ગૃહસ્થી પાસ
સચીત પૃથ્વી કાય પ્રતી, માંગી લાવે તાસ ૫૯
જો માંગી સચીત મળે નહી, તો પોતે જાતે જાય
ખાણ અગર પ્રમુખ થકી, લઇ આવે મુનીરાય ૬૦
જે કામ આણી તીકો, કાર્ય કરીને તાય
પૃથ્વી કાય જે ઉગરે, તેહ પરીઠવે જાય ૬૧
એમ કારણથી ધુર અચીત, મીશ્ર સચીત અપકાય
મુની દાતાર કને જઇ, માંગી લાવે તહાય ૬૨
જો માંગ્યો જળ નહી મળે, તો પોતે જાય
નદી તળાવાદીક થકી, અપ આણે મુની રાય ૬૩

સુલાદીક કારણ પડયા. એમજ તેઊકાય
અચીત મીશ્ર વળી સચીત પ્રતે, માંગે ગ્રહી પૈ જાય ૬૪
જો માંગી અગ્ની મળે નહી, તો પોતે જાતે જાય
કુંભાર આદીક સ્થાનથી, લઇ આવે મુનીરાય ૬૫
સુલાદીક કારણ પડયા, એમજ વાઊકાય
અચીત મીશ્રવળી સચીત પ્રતી, ગ્રહણ કરે રૂષીરાય ૬૬
એમજ વનસ્પતી અચીત, મીશ્ર પુન સચીત મુનીરાય
ગાઢા ગાઢ કારણ પડયા, ગ્રહે મુળા દીક તાય ૬૭
ત્રશ બે ઇન્દ્રીયાદીક પ્રતે, તનુ ફોલ્લાદીક હોય
તાશ મટાડવા મુની ગ્રહે, જળોક આદી સુ જોય ૬૮
આવશ્યક નીચુંકતીમાં, પરીઠ્ઠાવણીયા સુમતીતેહ
આખી છે એ વારતા, કેમ માની જે એહ ૬૯

## અથ વીસમુ નદી અધીકાર

કોઈ કહે નદી ઊતરે, મુની ઇરીયા સુમતી તેહ
તીહાં જીન આજ્ઞા તે ભણી, હીંસક તસુ ન કહેહ ૧
તેમ મે પણ પ્રતીમા ભણી, પુષ્પ ચઢાવા તેહ
મને પણ જીન આણ છે, હીંસા તસુ ન કહેહ ૨
તસુ કહીયે સાધુ નદી, ઉતરે તીહા જીન આણ
જો પુજામાં જીન આણ છે, તો મુની કેમ ન કરે જાણ ૩
વંદનાની પુછયા થકાં, મુની આજ્ઞા દે તેહ
ફુળ ચઢાવુ એમ કહ્યા, મુની આજ્ઞા નહી દેહ ૪

નદી ઉતરે જે મુની, દ્રવ્ય પુજા કહે તેમ
હેતુ તે ઉપર કહુ, ચતુર સુણો ધર પ્રેમ ૫
વીહાર વીષે જળ સહીત એક, નદી જોઇ મુનીરાય
તે ટાળવાને કારણે, ચકરાવો પણ ખાય ૬
એક કોશાદીક અંતરે, સુકી નદી નીહાળ
તેહ પ્રત્યે મુની ઉતરે, ઉદક સહીત દે ટાળ ૭
તેમ દશ દીનના ફુળજે, સુકા તે અવલોય
એક બાજુ પુષ્પ વળી, તતક્ષણ તોડયા હોય ૮
કયા ચઢાવો ફુળ તમે, તુજ લેખે એમ નીહાળ
સુકા ફુળ ચઢાવવા, લીલા દેવા ટાળ ૯
જો ચઢાવો તતકાળના, સુકા પુષ્પ ન ચઢાય
ત્યારે તો ફુળ નદી તણો, સરખો ન મળ્યો ન્યાય ૧૦
પાણી સહીત ટાળે નદી, મુની અવલાઇ ખાય
તે કારણ હણવા તણા, તે કામી નહી તાય ૧૧
લીલા ફુળ ચઢાવો તમે, શુકા ફુળ ન ચઢાય
એ કારણ હણવા તણા, તમે કામી એ ન્યાય ૧૨
તેહથી ફુળ નદી તણો, નથી સરખો ન્યાય
દ્રવ્ય પુજાની આણ નહી, નદી જીન આજ્ઞા માય ૧૩
જીન આજ્ઞા દેવે જે, નીર્વદ્દ કારજ જાણ
જીન આજ્ઞા દેવે નહી, તે સાવદ્દ કાર્ય માન ૧૪
સુર સુર્યાભ ભણી પ્રભુ, વન્દન આજ્ઞા ખ્યાત
નાટકની પુછયા થકાં, આણ ન દીધી નાથ ૧૫
મન મા ભલો ન જાણીયો, મૌન રહ્યા અવલોય
તેથી એ નાટક કીયો, તે સાવદ્ય કાર્ય હોય ૧૬

પ્રભુજી જે નાટક તણી, આજ્ઞા દીધી નાય
તો કેમ દ્રવ્ય પુજા ભણી, આજ્ઞા દે જીનરાય ૧૭
મુની દીક્ષા લેતા કર્યા, સાવદયના પચ્ચખાણ
ન કરે દ્રવ્ય પુજા .તીકો. સાવદય કાર્ય માન ૧૮
સાવદય કાર્ય પ્રતે મુની, કરે કરાવે નાય
અનુમોદે પણ નહી તીકો, નીર્મળ વીચારો ન્યાય ૧૯
જેહ કામ અનુમોદીયા, મુનીને લાગે પાપ
તો કરવા વાળો પહેલે કરણ, તેહમાં ધર્મ ન થાપ ૨૦
સાવદય કામ સર્વેહી, મુની ત્યાગે ખોટા જાણ
આજ્ઞા તેહની કેમ દીયે, વારૂ કરો વીનાણ ૨૧
દ્રવ્ય પુજા સાવદય છે, કે નીર્વદય કહેવાય
સાવદય છે તો તેહમે, ધર્મ પુન્ય કેમ થાય ૨૨
જો પુજા નીર્વદય છે, તો મુની ન કરે કાંય
વળી સામયક પોસા મઝે, તમે કરો કેમ નાંય ૨૩
સામયક પોસા મઝે, પચખ્યા સાવદય જોગ
નીર્વદય તો ત્યાગ્યા નહી, દેખો દઇ ઉપયોગ ૨૪
દ્રવ્ય પુજા આજ્ઞા મધ્યે, કે જીન આજ્ઞા બહાર
જો આજ્ઞા બહાર કહો, તો ધર્મ પુન્ય મત ધાર ૨૫
જો એ છે આજ્ઞા મઝે, તો મુની ન કરે કાંહી
સામાયક પોશા મઝે, તમે કરો કેમ નાહી ૨૬
દ્રવ્ય પુજા છે વૃત્તમે, કે અવૃત્તની માંય
જો અવૃત્ત માહે કહો, તો ધર્મ પુન્ય કેમ થાય ૨૭
દ્રવ્ય પુજા છે વૃત્તમા, તો મુની કેમ ન કરેહ
સામયક પોસા મઝે, કેમ ન કરો તમે તેહ ૨૮

જો પુરી સમજ પડે નહી, તો રાખો પ્રભુ પ્રતીત
જીન આજ્ઞા બહાર ધર્મ કહી, ન કરવી એહ અનીત ૨૯

## અથ એક વીશમુ દાન અધીકાર

અસયંતીને જાણુને. વા શ્રાવકને કોય
દીન દીધા સુ ફળ હુવે, તેનો ઊત્તર અવલોય ૧
આઠમા સતકે ભગવતી, છઠે ઉદેશે જોય
ગૌતમ પુછયો વીર પ્રતે, હે પ્રભુ શ્રાવક કોય ૨
તથા રૂપ જે અસંજતી, તસુ સચીત અચીત
અસણાદી
અણેષણી વળી એખણીક, પ્રતીલાભ્યે સુસંવાદી ૩
તેહને સ્યુફળ નીપજે, તબ ભાખે જીન રાય
એકાંન્ત પાપ કહ્યો પ્રભુ, નીર્જરા કીંચીત નાય ૪
એકાંન્ત પાપ કહ્યો પ્રભુ, પ્રગટ પાઠ મે જોય
તો તે દાન દીધા છતાં, ધર્મ પુણ્ય કેમ હોય ૫
વળી સાતમા અંગમે, પ્રથમ અધ્યેયન મઝાર
વીર ભણી આણંદ કહ્યો, અન્ય તીર્થી પ્રતિધાર ૬
અન્ય તીર્થકનો દેવપ્રતિ, વળી જીનના મુનીરાય
અન્ય તીર્થકમાં જઇ મળ્યા, તેણે સંગ્રહ્યા તહાય ૭
એ ત્રણે પ્રતે વંદુ નહી, વળી ન કરૂ નમસ્કાર
પહેલા બોલાવુ નહી, એકવાર બહુવાર ૮
અશણાદીક નહી દઊ તસુ, વળી દેવરાવુ નાહી
એહવો અભીગ્રહ આદર્યો. જુઓ આગમ માંહી ૯

છ છંડી આગાર તે. રાખ્યો સાવઝ જાણુ
સામાયક પોસા મઝે. તેહના પણ પચ્ચખાણુ ૧૦
દીધા અન્ય તીર્થંક ભણી, ધર્મ પુણ્ય જો હોય
તો આણંદે કેમ તજયો, હૈયે વીમાસી જોય ૧૧
ઊતરાધ્યયને ચૌદમે, ગાથા બારમી માય
ભગુ પ્રતે પુત્રા કહ્યો, સાંભલજો ચીત લ્યાય ૧૨
વેદ ભણ્યા સુત જનમીયા, ત્રાણુ સરણુ નહી હોય
દીયાં (બાહ્મણ) જમાડયા તમતમાં, જાવે
એમ કહ્યો સોય ૧૩
વૃતીકાર એહુ વીધ કહ્યો, નરક રોરવા દે ય
તો તેને પોખ્યા છતાં, કીણુ વીધ ધર્મ કહેય ૧૪
કોઇ કહે એ ગૃહસ્થ હતાં, તેનો ઊતર અવલોય
તેહની ધુર ગાથા વિષે, ચોથે પદે કહ્યું સોય ૧૫
કુવર આલોચીને વદે, એમ કહ્યો ગણધર દેવ
તે માટે તેના સત્ય વચ, પણ નહી જુઠ કહેવ ૧૬
વેદ ભણ્યા સુત જનમીયા, ત્રાણુ શરણુ નહી હોય
એ પણ ભગુ પ્રતે કહ્યું, બેહુ પુત્રા અવલોય ૧૭
એ વચ સાંચા તેહના, તેમ જાણો મનમાહી
તો દીયાં જમાડયા તમતમાં, એ પણ સાંચી વાહી ૧૮
દ્વીતીય સુગડાંગે સખર, છઠ્ઠા ધ્યનરે માંહી
નીજ શ્રદ્ધા વીપ્રે કહી, આદ્ર મુનીને તાંહી ૧૯
જમાડે દ્વીઝ (બામણુ) હજાર બે, તેને પુણ્ય
ખંધ બંધાય
તે પુણ્યથી સુર હુવે, વેદ વીષે એ વાય ૨૦

આદ્ર મુની કહ્યો સહુસ્ર બે, બ્રાહ્મણ જમાડે જેહ
તેહ નરકમાં ઉપજે, અતી અભી તાપ વીષેહ ૨૧
પ્રગટ પાઠમે વાત એ, આદ્રમુની વચ જોય
તો અસંજતીના દાનમે, ધર્મ પુણ્ય કેમ હોય ૨૨
કોઇ કહે છદમસ્થ હતા, આદ્ર મુની તેહવાર
કહ્યું તાણમાં તેહ વચ, કેમ કહીયે તસુસાર ૨૩
તેને કહીયે આદર મુની, ચરચા કરી વીશાલ
બૌદ્ધમતી ગોશાળથી, સાગમતીથી નીહાળ ૨૪
એક દંડીયા પ્રમુખને, ઊતર દીયા વીચાર
તે સત્ય જાણો તમે, તો એ પણ સત્ય ઉદાર ૨૫
જો અન્ય પ્રતે સત્ય છે, બ્રાહ્મણ પ્રતી અવદાત
ઉત્તર અસત્ય કહો તમે, આ કયા લેખાની વાત ૨૬
સુત્ર સુયગડાંગ અગીઆરમે, દાન પ્રસંસે સંત
વધવંછે છ કાયનો, એમ ભાખ્યો ભગવંત ૨૭
તૃતીય કરણ પ્રશંસીયા, હીન્સક કહીયે તાહી
તો દાન દેવે તે ધુર કરણ, તે હીંસક કેમ નાહી ૨૮
કરે પ્રસંસા કુશીલની, તેને કેમ બંધ થાય
તો સેવે તે તો પેહેલે કરણ, શુ કહીયે તેને સોય ૨૯
તેમ સાવદય દાન પ્રશંસીયા, કર્મ તણો બંધ થાય
તો દાન આપે તે ધુર કરણ તેને પાપ બંધ
અધીકાય ૩૦
દાન નીષેદયા વૃતીની, છેદ કરે એમ ખ્યાત
કહ્યો અર્થ મે કાળએ, વર્તમાનમે થાત ૩૧

મળતો અર્થ એ સુત્રથી, દેખો ન્યાય વીચાર
ઠામ ઠામ સુત્રે કહ્યો, સાવદ્ય દાન અસાર ૩૨
અસંજતીને દાન દે. પાપ એકાંત આખ્યાત
સુત્ર ભગવતીને વીષે, દેખો તજ પક્ષપાત ૩૩
તે માટે વર્તમાન જ, કાળ વીષે જે મુન
મુન કહે ત્રણુ કાળમાં, શ્રધ્ધા તાસ જબુન (ખોટી) ૩૪
બીજા સુગડાંગ વીષે, પાંચમા અધ્યયને પેખ
દે તો લે તો એહવો, વર્તમાન મે દેખ ૩૫
પુણ્ય પાપ નહી કહે તીહાં, એહવુ વચ અવલોય
તે માટે વર્તમાન હીજ, કાલે મુન જ જોય ૩૬
કહ્યો ઉપાશક અંગયે, સુત સકડાલ ઉદાર
ગોશાળા ને આપીયા, ફળગ સેજયા સંથાર ૩૭
કહ્યો પ્રભુના ગુણ કર્યા, તેહથી આપુ સોય
પણ નીસ્ચય નહી ધર્મતપ, એમ કહી દીધુ જોય ૩૮
દીધા ગોશાળક ભણી, નહી ધર્મ તપ સધ
તેમજ અનેરા ને દીયા, કેમ થાય પુણ્ય બંધ ૩૯
દુઃખ વીપાક માંહી કહ્યો, મૃગાલોઢા દેખ
ગૌતમ પુછયો વીર પ્રતે, પુર્વ ભવે ઇણુપેખ ૪૦
શ્યુ દીધો શ્યું ભોગવ્યો, એમ પુછયો ગણીરાય
તેથી દાન કુંપાત્રના, ફળ અતી કટુક કહાય ૪૧
પ્રદેશી કેશી ભણી, બોલ્યો એહવી વાય
ચાર ભાગ એ રાજના, હુ કરસ્યુ મુનીરાય ૪૨
એક ભાગ રાણ્યા નીમીત, બીજો ભાગ ખજાણુ
ત્રીજો હય ગય અર્થ હી, ચોથો દેવા દાન ૪૩

ચારે સાવઝ જાણીને મૌન રહ્યા મુનીરાય
ત્રણ ભાગ જેમ ચોથો પણ, જાણી સાવદ્ય તાય ૪૪
પણ ન કહ્યો ત્રણ ભાગનો, હેતુ અઘની રાશ
તુર્ય ભાગ તો પુણ્ય બંધ, એમ ન કહ્યો ગુણતાસ ૪૫
ચારે ભાગ ભળાયને, પ્રદેશી રાજા ન
ની જ લફરો મોટી થયો, ધર્મ કરવા સાવધાન ૪૬
તુર્ય ભાગ દાન તાલકે, નીત પ્રત્યે ધાન રંધાય
વળી મગ રાંક જમાડવે, ત્યાં જીવ હીંસા અગ્નીકાય ૪૭
સાત હજાર જે ગામના ચાર ભાગ તેને કીધ
દાન તાળકે થાપીયો, ચોથો ભાગ પ્રસીદ્ધ ૪૮
થાન તાળકે ગામ હતા, સાડા સત્તર સો જેહ
તેની હાંસલ ધાન રંધાયને, દાન શાળા માંડેહ ૪૯
રોજ હજારો મણ તદા, ધાન રાંધતા જાણ
થાય હજાર મણ ત્યાં, અગ્ની, પાણી ઘમસાણ ૫૦
ઉદક વીષે કુવારાદીક કુન, વળી વનસ્પતી જળમાય
લુણ મણા બંધ લાગતો, અનેક મુવા તશકાય ૫૧
વાયુ જીવ વીરાધના, તે પણ તેમા વીશેષ
મોટો આરંભ એ સહી, દાન શાળામાં દેખ ૫૨
દીન દીન પ્રતે ખટકાય હણુ, અનંત જીવોની ઘાત
ન ગીણેપાપ હીંસા તણો, તેના ઘટમાંહી મીથ્યાત ૫૩
અસંયતી બહુ પોષીમા, કરે ખટકાય વીણાસ
ધર્મ પુન્ય કેમ તેહમે, જુવો હૈયે વીમાશ ૫૪
ધર્મ હેતુ પ્રતી જીવને, હણ્યા દોષ ન કોય
કહ્યું અનાર્ય વચન એ, આચારંગે જોય ૫૫

કહ્યો ધર્મ ને કારણે, જીવ ન હણવો કોય
એ આર્યનો વચન છે. ધુર અંગે અવલોય ૫૬
તેથી પરદેશી તણી, દાનશાળા પહીછાણ
શ્રી જીન આજ્ઞા બહાર છે, સમજો ચતુર સુજાણ ૫૭
જ્ઞાતા અધ્યેયને તેરમે, જે નંદન મણીહાર
નંદા પુષ્કરણી તણો, આખ્યો બહુ વિસ્તાર ૫૮
ચાર દીશે ચાર બાગ વળી, ચાર બાગ ચાર શાળ
પુર્વ બાગ વીષે પ્રવર, ચીત્ર સભા સુવીશાલ ૫૯
વીવીધ રૂપ ચીત્ર્યા તીહાં, નયનોને સુખદાય
નાટકના ધુંકાર બહુ, જન મન હુલસત થાય ૬૦
દાનશાળા દક્ષીણ વને, દીયે દાન દગ ચાલ
જમાડે વણી મગરાંક બહુ, ભોજન વીવીધ રસાલ ૬૧
તીગચ્છા શાળા પશ્ચીમ વને, રાખ્યા વૈદ સુતામ
ઓષધ કરી રોગી ભણી, કરે અધીક આરામ ૬૨
શુભ અલંકાર ઉત્તર વને, નાઈ પ્રમુખ બેશાય
રોગી પ્રમુખ ભણી તીહા, હજામત સ્નાન કરાય ૬૩
એમ બહુ અસંયતી ભણી, સુખ શાતા ઉપજાય
ઉપના છેડે સોળ ગદ, નંદનરે તનુ માય ૬૪
કાલ કરી દેડકો હુવો, નીજ પુષ્કરણી માય
સાવજ કાર્યના કડવા ફળ, નીર્મળ વીચારો ન્યાય ૬૫
જ્ઞાતા અધ્યેને આઠમે, જુઓ ચતુર સુમર્મ
ચોખી સન્યાસણ કહ્યું દાન ધર્મ સુચી ધર્મ ૬૬
દાનધર્મ સુચી ધર્મ કર, નીર વીઘ્ન સ્વર્ગે જાય
મલી ભણી ચોખી કહી, એ નીજ શ્રદ્ધા તાય ૬૭

ત્યારે મલ્લી કહ્યો ચોખી ભણી, લોહીએ ખરડયો જેહ
વસ્ત્ર લોહીથી ધોવતાં, શુદ્ધ હુવે કેમ તેહ ૬૮
તેમ અઢાર પાપ પ્રતે, સેવે જે કોઈ જંત
તેહ નીર્મળ કઇ વીધ હુવે, દીધો એ દ્રષ્ટાંત ૬૯
રૂધીરે ખરડયો વસ્ત્ર જે, જળ આદી કરી શુદ્ધ હોય
તેમ હીસાદીક પાપ તજ્યા, જીવ નીર્મળ હુવે સોય ૭૦
સચીત અચીત સહુને દીયા, પુણ્ય કહે છે જેહ
કેડાયત ચોખી તણા, ન્યાય વીચારી લેહ ૭૧
દશમે ઠાણે જોઈ લો, પ્રભુ કહ્યા દશ દાન
સંક્ષેપે કહીયે તેને, સાંભળો ચતુર સુજાણ ૭૨
સચીત અચીત જળ અન લુણ, અગ્ની જમી કંદ જાણ
અનુકંપા આણી દેવે, તે અનુકંપા દાન ૭૩
બીજો દાન સંગ્રહ કહ્યો, પોખે બંદીવાન
તથા છોડાવે દામ દે, ચોર પ્રમુખ ને જાન ૭૪
ગ્રહ કરડા જાણી કરી, થાવરીયાને જાન
દેવે ભય આણી કરી, ત્રીજો ભયદાન ૭૫
ખર્ચ કરે મુવા પછી કે, જીવીત કરીયા જાન
શ્રાધ છ માસી પ્રમુખ, તે ચોથો કાલુણીદાન ૭૬
લોકની લજજાએ કરી, સમીત અચીત ધનધાન
દેવે અસંજતીને જે, પાંચમો લજજાદાન ૭૭
મોસાળુ પેહરામણી, જશ અહંકારે જાન
દીયે રાવલીયા પ્રમુખને, છઠ્ઠો ગર્વદાન ૭૮

કુશીળને અર્થ છતો, ગણીકા દીકને જાન
દેવે દ્રવ્ય તેને કહ્યુ, સાતમુ અધર્મ દાન ૭૯
ધર્મ દાન વર આઠમુ, ત્રણ ભેદ છે તાસ
સુત્ર સુપાત્ર દાન વળી, અભય દાન ગુણ રાસ ૮૦
આગમ અર્થ બતાવીને, તેનો મીથાત્વ મીટાય
શુધ્ધ સમકીત પમાડીયે, સુત્ર દાન કહીવાય ૮૧
પાંચ મહાવ્રતધારી મુની, દેવે સુજતો તાસ
દાન સુપાત્ર તેને કહ્યો, બીજો ભેદ સુવીમાસ ૮૨
ભય નહી દે જંતુ ભણી, હણુવાના પચ્ચખાણ
તે અભય એ ભેદ ત્રણ, ધર્મ દાનના જાણ ૮૩
અચીત્તા દીક જે દ્રવ્ય બહુ, દેવે ઉધારા જેમ
ધ્યાન પાછો લેવા તણો, નવમો કાએન્તી એમ ૮૪
લેણાયતને જેમ દીયે, હાંતી નેતા દેય
દીધા પછી પાછા લીયે, દશમુ કાયન્તી તેય ૮૫
ધુર વહોરા જેમ ઉભયએ, દીધા પ્રથમ દે તેહ
તે નવમું વળી દશમુ જે, દીધા પાછો દે જેહ ૮૬
ધર્મ દાન અષ્ટમ તે છે, શ્રી જીન આજ્ઞા માંહી
બાકી દાન નવ છે જે, જીન આજ્ઞામા નાહી ૮૭
અસંજતીને દાન દે તેને, કહ્યો અઘ એકાંત
નવ દાન તેહને વીષે, દેખોજી બુધવંત ૮૮
એ દશ દાન કહ્યા છે જે, ગુણ નીપ્પન્ન તેના નામ
પણ જીન આજ્ઞા બાહીરા, તે સાવજ્ઞ અઘ ધામ ૮૯
વેશ્યાને દેવે તેને, પ્રત્યક્ષ અધર્મ પેખ
દેખાય લોક વીષે તેને, અધર્મ નામ સંપેખ ૯૦

ધર્મદાન વીન શેષ આઠ, તે પણ અધર્મ જાન
ગુણ નીષ્પન એ નામ તેને, ભાખ્યા શ્રી ભગવાન ૯૧
શ્રી જીનવર જે દાનની, આજ્ઞા નહી દે કોય
ધર્મ પુણ્ય નહી તેહમાં, હૈયે વીચારી જોય ૯૨
દશમે ઠાણે ધર્મ દશ, પાખંડ ધર્મ આખ્યાત
પણ તે નહી આજ્ઞા વીષે, તેમજ દાન અવદાત ૯૩
સુત્રચારીત્ર જે ધર્મ એ, શ્રી જીન આજ્ઞા માંહી
તેમજ જીન આજ્ઞા વીષે, ધર્મદાન કહેવાય ૯૪
જીન આજ્ઞા જે ધર્મની, તે નીર્વદ્ય પહીછાણુ
આજ્ઞા નહી જે ધર્મની, તે તો સાવદ્ય જાણુ ૯૫
જેમ આજ્ઞા જે દાનની, તે નીર્વદ્ય અવલોય
આજ્ઞા નહી જે દાનની, તે સાવદ્ય છે સોય ૯૬
દશમે ઠાણે સ્થવીર દશ, ભાખ્યા શ્રી ભગવાન
સાવદ્ય નીર્વદ્ય ઓલખો, જીન આજ્ઞા કરી જાન ૯૭
તેમજ જીન આજ્ઞા કરી, સાવઝ નીર્વદ્ય દાન
ઓલખને નીર્ણય કરે, તે કહીયે બુદ્ધીવાન ૯૮
નવ મે ઠાણે પુણ્ય બંધ, નવ વીધ સમુચ્ચેખ્યાત
અન પુણ્ય વળી પાણ પુણ્ય, લેણ પુણ્ય
વીખ્યાત ૯૯
સયણ પુણ્ય વળી વસ્ત્ર પુણ્ય મન પુણ્ય ...ચ
પુણ્ય. કાય
નમસ્કાર પુણ્ય નવમુ, સમુચ્ચેહી કહીવાય ૧૦૦
કોઇ કહે અન્ન પુણ્ય એમ, સમુચ્ચય આંખ્યો સાંમ
તે માટે સહુને દીધા, પુણ્ય બંધ છે તામ ૧૦૧

એમ કહે તેને પુછીયે, અન્ન પુણ્ય આખ્યો સોય
તે શેકયો દીધા પુણ્ય હુવે, કે કાચો દીધા હોય ૧૦૨
કે અન્ન પુણ્ય રાંધ્યો દીધા, સમીત દીધા પુન્ય થાય
તથા અચીત્ત દીધા થકા, પુણ્ય બંધ કહેવાય ૧૦૩
દીધા સુજતો પુણ્ય છે, અથવા અસુજતો દીયેહ
પાત્ર પ્રતે દીધા પુણ્ય છે. તથા કુપાત્ર વીષેહ ૧૦૪
મુની પ્રતે દીધા પુણ્ય છે, તથા અસાધુ પ્રતેહ
ચોર કસાઇ ને દીયા, વળી ગણીકા પ્રતેજ દેહ ૧૦૫
રાત્રે જ દીધા પુણ્ય છે, કે દીવસે દીધે જ
મનમાં હોય તે કહી દો, શરમ કેમ રાખે જ ૧૦૫અ
સમુચ્ચય આખ્યો અન્ન પુણ્ય, તે માટે અવલોય
સહુને દીધા પુણ્યનો, તુઝ લેખે બંધ હોય ૧૦૬
એય તસકર ગણીકા દી જે, સહુને દીધા પુણ્ય
તેથી સઘળા પાત્ર છે, નહી કુપાત્ર જણુન્ય ૧૦૭
પાણુ પુન્ય સમુચય કહ્યો, તે અચીત પાયા
પુણ્ય હોય
કે સચીત ઉદક પાયાં થકાં, પુણ્ય બંધ તેને જોય ૧૦૮
જો સચીત પાયાથી પુણ્ય હુવે, તો છાણ્યો પાવેહ
અથવા અણછાણ્યા ઉદક પ્રતી, પાયા પુણ્ય કહેહ ૧૦૯
વળી સુજતા ઉદક પ્રતે, પાયા તેને પુણ્ય હોય
અથવા ઉદક અસુજતો, પાયા પુણ્ય અવલોય ૧૧૦
પાત્રે દીધા પુણ્ય છે, તથા કુપાત્ર વીષેહ
મુની પ્રતે દીધા પુણ્ય છે, તથા અસાધુ પ્રતેહ ૧૧૧

દીવસે પાયા પુણ્ય છે, કે રાત્રી વીષેહ
શરધા હોય તે પ્રગટ કહો, શંકા કેમ રાખેહ ૧૧૧અ
ચોર કસાઈને દીયા, વલી ગણીકા પ્રતી જોય
તુમ લેખે સહુને દીયા, પુણ્ય બંધ અવલોય ૧૧૨
લયણ પુણ્ય સમુચ્ચય કહ્યો. તે જગ્યા નવી કરાય
છ કાય હણી દે તેને પુણ્ય, કે તૈયાર દીધા થાય ૧૧૩
સુપાત્રને દીધા પુણ્ય છે. તથા કુપાત્ર વીષેહ
મુનીપ્રતે દીધા પુણ્ય છે, તથા અસાધુ પ્રતેહ ૧૧૪
ગણીકા ચોર કસાઈ પ્રતે, દીધા પુણ્ય બંધાય
સમુચ્ચય લયણ પુણ્યે કહ્યો, ઊત્તર દેવો તહાય ૧૧૫
સયણ પુણ્ય સમુચ્ચય કહ્યો, ઝાડ કટાય કટાય
પાટ બાજોટ કરાવીને, દીધા પુણ્ય બંધાય ૧૧૬
કે તૈયાર દીધા પુણ્ય છે, પાત્ર કુપાત્ર ભણીજ
સાધુ અ સાધુને દીધા, તે કોણ મે પુણ્ય કહીજ ૧૧૭
ગણીકા ચોર કસાઈ પ્રતે, દીધા પુણ્ય અવલોય
સમુચ્ચય સયણ પુણ્યે કહ્યો, ઊત્તર દેવો સોય ૧૧૮
વસ્ત્ર પુણ્ય સમુચ્ચય કહ્યો, કપડા નવા વણાય
ધોવાય દીધા પુણ્ય છે, કે તૈયાર દીધા તહાય ૧૧૯
પાત્રે દીધા પુણ્ય છે, તથા કૂપાત્ર વીષેહ
સાધુ અસાધુને દીયા, કોણ મે પુણ્ય કહેહ ૧૨૦
ગણીકાચોર કસાઈ પ્રતે, દીધા પુણ્ય બંધાય
સમુચ્ચય વસ્થ પુણ્ય કહ્યો. ઉત્તર દેવો ન્યાય ૧૨૧
મન પુણ્યે સમુચ્ચય કહ્યો, સાવઝ અશુદ્ધ જબુન્ય
મન પ્રવર્તાયા પુણ્ય છે, કે નીર્વંઘ મનથી પુણ્ય ૧૨૨

પાંચ આશ્રવ સેવણુ તણાં, મનથી પુણ્ય બંધાય
પંચ આશ્રવ છોડણુ તણાં, મનથી પુણ્ય બંધ થાય ૧૨૩
સમુચય મન પુણ્યે કહ્યો, સાવદ્ય મન પ્રવર્તાય
તેથી પુણ્ય બંધે કે નહી, ઉત્તર દેવો તાંય ૧૨૪
વચ પુણ્યસમુચ્ચય કહ્યો, સાવઝ અશુદ્ધ જણુન્ય
વચ બોલ્યાથી પુણ્ય છે, કે નીર્વંધ વચથી પુણ્ય ૧૨૫
સમુચ્ચય વચ પુણ્યે કહ્યો, મુખથી બોલે ગાલ
એક ગણે નવકાર શુદ્ધ, શેનાથી પૂણ્ય બંધ નીહાલ ૧૨૬
કાય પુણ્યે સમુચ્ચય કહ્યો, સાવઝ તન પ્રવર્તાય
તેહ થકી પુણ્ય બંધ હુવે, કે નીર્વંધ તનુથી થાય ૧૨૭
શીત તાપ શરીરે ખમે, તેથી પૂણ્ય બંધાય
ઘઉ દળે મોળે હરી, તેથી પુણ્ય બંધ થાય ૧૨૮
હીંસા જુઠ અદત્ત વળી, ચોથો આશ્રવ તાહી
સમુચ્ચય કાય પુણ્યે કહ્યો. તેનાથી પુણ્ય કે નાહી
નમસ્કાર સમુચ્ચય કહ્યો. સીદ્ધ સાધુ પ્રતી જોય ૧૨૯
નમસ્કાર કીધા પુણ્ય છે, કે અન્ય પ્રતે કીધા હોય
કુતરાભાઇ રામ રામ, કાગડાભાઇ રામ રામ ૧૩૦
એમ ચંડાળ ભણી નમ્યા, પુન્ય છે કે નહી તામ ૧૩૧
વીનય કરે સગલા તણી, વીનય વાદી અવલોય
તેને પાખંડી પ્રભુ કહ્યો, સુત્રે એ વચ જોય ૧૩૨
જો નમસ્કાર સહુને કર્યા, પુણ્ય કહે મતી મંદ
તે કેડાયત જાણુવા, વીનય વાદીના અંધ ૧૩૩
અન્ન પુણ્ય સમુચ્ચ કહ્યો, તે માટે અવલોય
સહુને અન્ન દીધાં થકાં, પુણ્ય કહે જે કોય ૧૩૪

તેને લેખે સમુચ્ચય કહ્યા, મન પુણ્ય વચ પુણ્યકાય
એ પણ ત્રણે અસુધ્ધ થકી, પુણ્ય તણો બંધ થાય ૧૩૫
જો સાવધ મન વચ કાયથી, પૂણ્ય બંધ નહી થાય
અન્ન પણ દીયા કુંપાત્રને, પૂણ્ય બંધે કોણ ન્યાય ૧૩૬
નમસ્કાર પુણ્યે અપી, સમુચ્ચય કહીયે પેખ
સહુને નમન કર્યા થકા, પુણ્ય બંધ તસુ લેખ ૧૩૭
ગણીકા ચોર કસાઈ પ્રતી, હાથ જોડી નમસ્કાર
કીધા પણ પૂણ્ય બંધ હુવે, જૈન લેખે અવધાર ૧૩૮
સર્વ ભણી જો અન્ન દીધા, વળી સહુને નમસ્કાર
કીધા પૂણ્ય તો જોઇ લો, સાતમા અંગ મઝાર ૧૩૯
અન્ય તીર્થી ને નહી કરૂ, વંદના ને નમસ્કાર
અશણાદીક પણ દઉ નહી, આણંદ કહ્યું ઉદાર ૧૪૦
મુની વીન અન્ય પ્રતી અન્ન દીયા, વળી કીધા
નમસ્કાર
પૂણ્ય હુવે તો કેમ લીધો, આનંદ અભીગ્રહ સાર ૧૪૧
જેને અન્ન દીધા પુણ્ય હુવે, તેહને પણ શીરનામ
નમસ્કાર કીધા છતાં, પૂણ્ય હુવે છે તામ ૧૪૨
તે નવેહી નીર્વંધ છે, સાધુને નમસ્કાર
કીધા પૂણ્ય છે તો તસુ, અન્ન દીધા પૂણ્ય સાર ૧૪૩
જળ પણ નીર્દોશણ તસુ, અન્ન દીધાથી પૂણ્ય દેખ
જગ્યા પણ તેને સુઝતી, આપ્યાથી પૂણ્ય પેખ ૧૪૪
સયણપાટ પ્રમુખ તેને, દીધાથી પુણ્ય જોય
વસ્ત્ર પણ નીરદોષણ તેને, દીધાથી પૂણ્ય હોય ૧૪૫

મન વચ કાયા પણ વળી, નીરવધથી પૂણ્ય બંધ
નમસ્કાર પાંચ પદ પ્રતી, કીધાથી પૂણ્ય બંધ ૧૪૬
નીરવધને લેખે નવે, બોલ શરીખા શુધ્ધ
નવે સરખા નહી કહે, શ્રધ્ધા તેની વીરૂધ્ધ ૧૪૭
સાધુને કલ્પે છે જે, તેહીજ દ્રવ્ય આખ્યાત
અનેરા દ્રવ્ય નહી કહ્યા, જુઓ તજ પક્ષપાત ૧૪૮
અન્ન સાધુને જોઇએ, જળ પણ મુનીને તહાય
ચાહીજે તે કારણે, પાણ પૂણ્ય કહેવાય ૧૪૯
જગ્યા પાટ બાજોટાદીકનો, પડે સાધુને કામ
કપડા પણ સાધુ તણે, અવશ્ય જોઇએ તામ ૧૫૦
એમ કલ્પે સાધૂ ભણી, આખ્યા તેહીજ બોલ
જુઓજી જુઓ તમે, આંખ હૈયાની ખોલ ૧૫૧
સાધુ વીના જો અન્ય પ્રતે, દીધા પૂણ્ય જો હોય
તો ગાય પૂણ્ય કેમ નથી, કહ્યો, લેશ પૂણ્ય પણ જોય ૧૫૨
સોના પુણ્ય રૂપા પૂણ્ય, હીરા પૂણ્ય ઉદાર
મોતીને માણેક પૂણ્ય, ખેતી પૂણ્ય વીચાર ૧૫૩
ઈત્યાદીક મુનીવર ભણી, નહી કલ્પે તે બોલ
સુત્ર વીષે તે નવી કહ્યા, જુઓજી દીલખોલ ૧૫૪
મુની પ્રતે નહી કલ્પે તે, એક પણ બોલ કહંત
તો તમે કહેતા અન્ય પ્રતે, દીધા પણ પૂણ્ય હુન્ત ૧૫૫
ત્યારે કોઇ કહે કહ્યો અર્થમા, પાત્રે અન્ન દીધેહ
તીર્થંકર નામાદી જે, પૂણ્ય પ્રકૃતી બંધેહ ૧૫૬
પાત્ર થકી જો અન્ય પ્રતે, દીધા અનેરી તાંહી
પૂણ્ય પ્રકૃતી બંધ એવો કહ્યો, અર્થની માંહી ૧૫૭

તેને કહીએ જે પાત્રને, આપ્યા છતાં જ તેહ
તીર્થંકર નામાદી જે, પૂણ્ય પ્રકૃતી બંધેહ ૧૫૮

આદી શબ્દમા તો બધી, પૂણ્ય પ્રકૃતી સહુઆય
એક પણ બાકી નહી રહી, નીર્મળ વીચારો ન્યાય ૧૫૯

રૂખવાદીક કહેવા થકી, જીન ચોવીસે આય
ગોતમાદીક ગણવા થકી, ચૌદ હજાર મુનીરાય ૧૬૦

તેમ તીર્થંકર નામાદી એમ, આદી શબ્દની માંય
પૂણ્ય પ્રકૃતી આવી સહુ, બાકી ન રહી કાય ૧૬૧

પાત્ર થકી જો અન્ય પ્રતી, દીધા અનેરી જાણ
પૂણ્ય પ્રકૃતી બંધે છે તે, અર્થ વીરૂધ્ધ પહીછાણ ૧૬૨

આદી શબ્દમાં તો બધી, પૂણ્ય પ્રકૃતી સહુ આય
વળી અનેરી પુણ્યની, પ્રકૃતી કંઈ કહેવાય ૧૬૩

કોઇક ઠાણા અંગમાં, છે એ અર્થ જઘુન્ય
સહુ ઠાણા અંગમે નહીં, પાઠ વીના અર્થ સુન્ય ૧૬૪

અન્ય પ્રત્યે દીધા અન્ન જે, પૂન્ય પ્રકૃતિ બંધેહ
વૃતી વીષે એ નહીં કહ્યો, અભેય દેવ સુરેહ ૧૬૫

પાત્રે અન્ન દેવા થકી, જે તીર્થંકર નામાદી
પૂણ્ય પ્રકૃતીનો બંધ તે, અન્ન પૂણ્ય સંવાદી ૧૬૬

વૃતી વીષે એટલો જ છે, પણ અન્ય પ્રતી દીધા સોય
બંધે અનેરી પૂણ્ય પ્રકૃતી, એહવુ કહ્યુ ન કોય ૧૬૭

પાઠ વીષે પણ એ નહી, વૃતી વીષે પણ નાંય
સુત્ર થકી પણ નહી મળે, એ વીરૂધ્ધ અર્થ એ ન્યાય ૧૬૮

## અભયદાન

રચનાર શ્રીમદ શ્રી હેમચંદ્રાચાર્ય ત્રેશઠ સલાકા ચરીત્ર

મન વચન કાયાએ કરીને જીવનો વધ કરવો નહી કરાવવો નહી અને કરનારની અનુમોદના કરવી નહી તેનુ નામ અભયદાન છે પાનુ. ૧૩ જીવ વધનો ત્યાગ કરવો તેનુ નામ અભયદાન છે.

## લોકોત્તર દાન

શ્રી સીધ્ધ ચક્ર વર્ષ બીજુ અંક ૧૨મો પાનુ ૨૮૫ પ્રશ્ન. ૬૫૩ શં. ૧૯૯૦ ફાગણુ વદ૦) તા. ૧૫–૩–૧૯૩૪ ગુરૂવાર સમાધાન કાર શ્રી મદ સાગરાનંદ સુરીશ્વરજી

સ્ત્રી. પુત્ર. કણુ (અનાજ) કંચનઆદી (પૈસા વીગેરે) સંસારીક કાર્યમાં મદદે દેનારો શનેપાતવાળાને (દુધ) શાકર દેનારની માફક શત્રુ રૂપજ છે.

## લોકોત્તર જ્ઞાનદાન

સમાધાનકાર શ્રીમદ્ સાગરાનંદ સુરીશ્વરજી સીધચક્ર વર્ષ ૧, અંક ૧૩, પ્રશ્ન ૩૪૯, પાનું ૩૦૮, તા. ૧૦–૪–૧૯૩૩

નવ તત્વનું જ્ઞાન આપવામાં આવે તે જ્ઞાનદાન કહેવાય તે સીવાય સોલીસીટર, બેરીસ્ટર વીગેરે વ્યવહારીક જ્ઞાન તે જ્ઞાનદાન કહી શકાય નહી તે સાચુ

જ્ઞાન નહી હોવાથી ખરેખર અજ્ઞાન દાન છે કારણ કે સંસારમાં ડુબાડવાનું પરમ કારણ છે.

## લોકોત્તર દયા દાન

વીર શાશન જુનુ વર્ષ. ૨૦ નવુ વર્ષ, ૧૭ અંક ૨ જો પાનુ ૨૧ શં. ૧૯૯૪ આશો સુદ ૧૩ શુકરવાર તા. ૭–૧૦–૧૯૩૮ રચનાર વાચક મુખ્ય શ્રી ઉમાસ્વાતી મહારાજા શ્રી તત્વાર્થ સુત્રમાં ફરમાવે છે.

સ્વ. પરોપકાર્થે અ પાણાદી સ્વ દ્રવ્યો નો પાત્રમાં અતી સર્ગ ત્યાગ કરવો તે દાન છે જે દાનની પાછળ સ્વ (પોતાના) પર (બીજાના) ઊભય (બંન્નેના)ના ધર્મની અર્થાત આત્મિક કલ્યાણની જ આકાંક્ષા નથી કીંતુ લોકીક કલ્યાણની જ આકાંક્ષા છે તે દાન બહારથી દયા દાનનો ભાસ કરાવનાર હોવા છતાં દયા દાન પણ નથી.

સખાવતથી ધર્મની વૃદ્ધી થતી નથી કીંતુ અટકે છે આ વસ્તુ સમજવા જેવી છે.

અન્ન પુણ્યનો અર્થ સુધ, વૃતી વીષે કહ્યું સોય
પાત્રે દીધા પૂણ્ય કહ્યું પ્રત્યક્ષ હી અવલોય ૧૬૯
વૃતી માને તેને લેખે પણ, પૂણ્ય પાત્રેજ દીધે જેહ
અર્થ ન માને એહ તેણે, વૃતી ન માની તેહ ૧૭૦
સુત્ર ભગવતી સુગડાંગ, ઉત્તરા ધ્યેયન ઉજાસ
અસંજતી પ્રતે દાનદે, કહ્યા અશુભ ફળ તાસ ૧૭૧
એમ જાણી ઊતમ નરો, રાખો સુત્ર પ્રતીત
શ્રી જીન આણ ઉત્થાપને, મત કરો કોઇ અનીત ૧૭૨

ઠાણા અંગ ઠાણે તુર્યંવર, ચોથા ઉદ્દેશા માય
ચાર ભેદ પ્રભુ આખીયા, સાંભળજો ચીત્ત ત્યાય ૧૭૩
એક વર્ષે જે ખેત્રમેં, અખેત્ર વર્ષે નાંહી
અખેત્ર વર્ષે એક પણ ખેત્ર ન વર્ષે તાહી ૧૭૪
એક ખેત્રે પણ વર્ષે તો, અખેત્રે પણ વર્ષાય
એક ખેત્રે નહી વર્ષે તો, અખેત્ર વર્ષે નાહી ૧૭૫
એ દ્રષ્ટાંતે પૂરૂષની, ચાર જાતી કહેવાય
દેવે પાત્ર વીશેજ એક, દેવે કુપાત્રે નાય ૧૭૬
એહવીધ કહ્યા કુપાત્રને, કુક્ષેત્ર જેવા મુખ્ય ન્યાય
વાવ્યો જ્યાં ઉગે નહી, તે કુખેત્ર કહેવાય ૧૭૭
તે માટે જેમ કુપાત્રને, દીધા શુભ અંકુર
ઉગે નહી તે કારણે, કહ્યા કુક્ષેત્રે ભુર ૧૭૮

## અથ બાવીસમુ શ્રાવકને દીધા શ્યુ થાય

દોહરા

કોઈ કહે શ્રાવક ભણી, અશણાદીક આપેહ
તેહને શું ફળ સંપજે, હવે તેનો ઉત્તર લેહ ૧
બીજા સુગડાંગે કહ્યો, બીજા અધ્યેયન વીષેહ
અથવા પ્રથમ ઉવાઈમાં, પ્રશ્ન વીશમે લેહ ૨
ખાવું ને વળી પીવણું, શ્રાવક તણો જ જોય
અવ્રત માહે આખીયો, વળી ગેહણો અવલોય ૩
ત્યાગ ત્યાગ સહુ વ્રત છે, રાખ્યો જે આગાર
તેહને અવ્રત આખીયે, વારૂ ન્યાય વીચાર ૪
બીજો આશ્રવ દાખીયો, અવ્રત ને જીનરાય
ઠાણાંગઠાણે પાંચમે, વળી સમવાયંગ માંય ૫

ભાવ શસ્ત્ર અવ્રત ભણી, ભાખ્યો શ્રી જગભાણ
શંકા હોય તો જોઇ લો, ઠાણાંગ દશમે ઠાણ ૬
તેનાથી હૈયે વીચારીયે, શ્રાવકને અવલોય
અવ્રત સેવાયા છતાં, ધર્મ પૂણ્ય કેમ હોય ૭
શ્રાવક તે વ્રતે કરી, દેવ વીમાનીક થાય
કહ્યું ભગવતી પ્રથમ સત, આઠમોદ્દેશક માંય ૮
ગૃહસ્થને દેવો તજ્યો, સ્યુ જાણી મુનીરાય
તે સંસાર ભ્રમણ તણો, હેતુ જાણી તાય ૯
સુગડાંગ નવમે કહ્યાં, ગાથા તેવીસમા તાહી
તેથી શ્રાવક આવીયો, પ્રત્યક્ષ ગૃહસ્થ માંહી ૧૦
પંદરમોદ્દેશ નીશીથમે, મુની અન્ય તીર્થ પ્રતેહ
અથવા ગૃહસ્થ વ્રતે વળી, અશણાદીક આપેહ ૧૧
વસ્ત્ર પાત્ર વળી કાંબળી, રજોહરણ સુવીચાર
એ આઠ બોલ દેવે તેનો, દંડ ચોમાસી ધાર ૧૨
દેતા પ્રતે અનુમોદીયા, દંડ ચોમાસી આય
તે માટે ગૃહસ્થ વીષે, શ્રાવક પણ અહીયાં આય ૧૩
તેને મુની પોતે દે નહી, વળી જેને દેવે કોય
અનુમોદે નહી તેહને, રૂષી આચાર સુ જોય ૧૪
ત્રીજે કરણ અનુમોદીયા, દંડ ચોમાસી આય
તો પહેલે કરણ દેવે તેને, ધર્મ પૂણ્ય કેમ થાય ૧૫
પડમાધારી પણ અહીયા, આવ્યો ગ્રહસ્થ વીષેહ
તેને અસણાદીક નહી દેવે, મહા મુની ગુણગેહ ૧૬
તે પડમાધારી પ્રતે, ગ્રહસ્થ દેવે, કોઇ આહાર
તો મુની અનુમોદે નહી જુઓ ત્યાગ વીચાર ૧૭

દેતા પ્રતે અનુમોદીયા, મુનીવરને દંડ આય
તો દેવાવાળાને ધર્મ કેમ, તેનુ ખાવુ અવ્રતમાય ૧૮
ગોતમ પ્રતે સંથાર મે, આનંદ આખ્યો એમ
હે ભગવંત હુ ગ્રહસ્થ છુ, ગ્રહી મઝે વસુ જ તેમ ૧૯
તે ગ્રહી મઝે વસતા ભણી, એટલો અવધી ઉત્પન્ન
પુર્વ દીશી લવણો દધી, જોયણુ પાંચસે યોજન્ન ૨૦
દેખુ તે હુ ક્ષેત્ર પ્રતે, દક્ષીણ પશ્ચીમ એમ
વળી ઉત્તર દીશીને વીષે, ચુલ હેમવંત તેમ ૨૧
ઉચો સૌધર્મ કલ્પ લગ, અધો નરક ધૂર તાસ
સહસ ચૌરાશી વર્ષ સ્થીતી, લોલુચ નરકાવાશ ૨૨
ગૌતમ બોલ્યા એવડો, મોટો અવધી ઉદાર
ગ્રહસ્થ ભણી નહી ઉપજે, હે આનંદ વીચાર ૨૩
તે માટે તુ એહની, લે આલોવણ સાર
જાવ પાયશ્ચીત એહનો, પડી વજીયે ઘર પ્યાર ૨૪
તબ આનંદ પુછયો ભદંત, જે વર સત્ય વદેહ
આવે છે દંડ તેહને, શ્રી જીન વયણ વીષેહ ૨૫
ગોતમ કહે નહી દંડ તેને, વળી આનંદ કહેવાય
સત્ય પ્રવર વચ કહે તેને, પ્રાયશ્ચીત જો નાય ૨૬
તો તમે હીજ આલોવણા, જાવ પ્રાયશ્ચીત લેહ
ઈત્યાદીક અધીકાર છે, દેખોજી ચીત દેહ ૨૭
એમ સાતમા અંગે કહ્યો, અણુશાણુમે સુવીશેખ
આનંદ (ઉપાશકદશા) આખ્યુ ગ્રહસ્થ હુ, તો
પડીમાનો સ્યુપેખ ૨૮

વ્યાવચ ગ્રહસ્થ તણી કહી, દશ વૈકાલીક માંહી
અણાચાર અઠાવીસમો, તીજા અધ્યયને તાહી ૨૯
ગૃહસ્થની વ્યાવચ મુનિ નહીં કરે, નહી કરાવે જાણ
કરતાં અનુમોદે નહી, ત્રિવિધ ત્રિવિધ પચ્ચખાણ ૩૦
ગ્રહસ્થ પ્રતિ પુછે મુનિ, સુખ સાતા છે તો ય
અણાચાર તે સોલ મોં, દશ વૈકાલીક જોય ૩૧
સુખ પૂછયાં વંછી તિણે, સાતા તસું અણાચાર
તો ગ્રહીને સાતા દીધાં, કેમ હુવે ધર્મ ઉદાર ૩૨
દશાશ્રુત સ્કંધે ગ્નારમી, પડિમા મે સંપેખ
પેજજ બંધન તુટો નહીં, જ્ઞાત તણો સુવિશેખ ૩૩
તે માટે કલ્પે તસું, જાત તણો જે આહાર
એમ પેજ બંધણ ખાતે કહી, ભીક્ષાચરી તસુધાર ૩૪
પેજજ બંધણના અશુભ ફલ, તે માટે અવલોય
તસું ખાતે ભીક્ષાચરી, તે પણ સાવદ્ય જોય ૩૫
ભગવતી આઠમા સતક વીષે, પંચમુદેશક જાન
ગોતમ પુછયો ગૃહસ્થે કરી, સામાયક મુની સ્થાન ૩૬
તેના ભંડ તસ્કર અપહર્યાં, સામાયક ચીતાર
પહનીકરે ગવેષણા શ્રાવક તેહ તીંવાર ૩૭
પ્રભુ તે નીજ ભંડતણી, કરે ગવેષણા સોય
પર ભંડની તે કરે, ગવેષણા અવલોય ૩૮
પ્રભુ કહે કરે ગવેષણા, નીજ ભંડ તણીજ તેહ
પણ જે પરના ધન તણી, ગવેષણા ન કરેહ ૩૯
વલી ગૌતમ પુછયો પ્રભુ, સામાયકની માંહી
ભંડને વોસરાવીયા, ભંડ અભંડ કહેવાય ૪૦

જીન કહે હુંતા ગોયમા, ભંડ અભંડ કહાય
વળી ગૌતમ પુછયો પ્રભુ, તસુ ભંડ કહો કોણ ન્યાય ૪૧
પ્રભુ કહે સામાયક વાંષે, તે એવી ભાવના ભાય
હીરણ્ય નહી એ માહરૂ, વળી મુઝ સુવર્ણનાય ૪૨
કાંસુ નહી એ માહરી, નહી વસ્ત્ર મુજ એહ
નહી મહારો વીસ્તીર્ણધન, કનક રત્ન મણી જેહ ૪૩
મોતીને વળી શંખ શીલ, પ્રવાળ મુંગ કહાય
પદમ રત્ન આદીક છતાં, સાર દ્રવ્ય મુજ નાંય ૪૪
એવી ચીંતવના પ્રવર, સામાયક મે જાણુ
પણ મમત્ર ભાવ જે ધન થકી, ન કીધો તેહુ
પચ્ચખાણુ ૪૫
તે અર્થ એમ આખીયો, નીજ ભંડ તણીજ જેહ
ગવેષણા પણ પરતણા, ભંડની નહી કરેહ ૪૬
પ્રગટ પાઠમાં એમ કહ્યો, તે માટે અવલોય
સામાયક મે ધન થકી, મમત્વ ભાવ તેને જોય ૪૭
મમત્વ ભાવ પચખ્યો નથી, ગ્રહી સામાયક માંહી
તો પડીમા માં ધન તણી, મમત્વ તજી કેમ તાહી ૪૮
મમત્વ તજી નહી તે ભણી, ધન તેહનોજ કહાય
તેથી સામયક મધ્યે, મુની પ્રત્યે દ્રવ્ય વહેરાય ૪૯
દ્રવ્ય અનેરાના હુવે, તે મુની પ્રત્યે જો દેહ
તો તેહની આજ્ઞા થકી, વહોરાવે ગુણગેહ ૫૦
પણ મમત્વ ભાવ પચખ્યો નહી, તેથી તેનો દ્રવ્ય જોય
વહોરાવ્યા આજ્ઞા તણો, કારણ નહી છે કોય ૫૧

તેજ ઉદ્દેશે પુછીયો, ગૃહી સામાયક માંય
કોઇ પુરૂષ સેવે તદા, તેની ભાર્યા પ્રતી આય ૫૨
હે પ્રભુ તે શ્રાવક તણી, ભાર્યા પ્રતી સેવેહ
તથા અભાર્યા પ્રતી તદા, સેવે એમ પૂછેહ ૫૩
જીન કહે તે શ્રાવક તણી, ભાર્યા પ્રતી સેવંત
અભાર્યા પ્રતી સેવે નહી, વળી ગૌતમ પુછંત ૫૪
હે પ્રભુ સામાયક વીષે, ભાર્યા અભાર્યા હોય
જીન કહે હંતા ગોયમા, ભાર્યા અભાર્યા જોય, ૬૫
કોણ અર્થે પ્રભુ એમ કહ્યુ, ભાર્યા પ્રતી સેવંત
અભાર્યા પ્રતી સેવે નહી, તબ ભાખે ભગવંત ૫૬
જીન કહે સામાયક વીષે, એવી ભાવના ભાય
માતા નહી એ માહરી, પીતા ન માહરો તાય ૫૭
ભાઇ તે મારો નહી, બહેન માહરી નાંહી
બૈરી પણ મારી નહી, સુત મહારો નહી તાહી ૫૮
નહી છે મારી પુત્રીકા, સુતની વહુ વીમાસ
તે પણ મારી છે નહી, કરે એમ ચીતંવણા તાસ ૫૯
પ્રેમ રૂપ બંધન વળી, તેને વિછિન્ન ન હુંત
તે અર્થે કરી તેહની, ભાર્યા પ્રતી સેવંત ૧૦
એહ વીધ પ્રભુજી આખીયો, સામાયક રે માંહી
પ્રેમ બંધન છેદયો નથી, માત પ્રમુખનુ તાંહી ૬૧
એમજ પડીમાને વીષે, માત પ્રમુખનુ સોય
પ્રેમ બંધન તુટયો નથી, ન્યાય વીચારી જોય ૬૨
અગીઆરમી પડીયા મધ્યે, ન્યાતીલાનો આધાર
પ્રેમ બંધન છુટો નથી, તેનાથી લે તેનો આહાર ૬૩

કહ્યુ દશા શ્રુત સ્કંધ એમ, તે માટે અવલોય
પેજજ બંધન ખાતે તસુ, આહારે લેવુ પણ હોય ૬૪
પુછયા જીન આજ્ઞા નહે, લેણુવાલાને જોય
દેવાવાલાને પણ નહી, જીન આજ્ઞા અવલોય ૬૫
જીન આજ્ઞા બહારે નહી, ધર્મ પૂણ્યનો અંશ
ધર્મ કહે આજ્ઞા વીના, તેને કહીયે મતી ભ્રંશ ૬૬
સુત્ર ભગવતીને વીષે, સાતમા સતકે મેવ
પ્રથમ ઉદ્દેશાને વીષે. દાખ્યો શ્રી જીન દેવ ૬૭
શામાયક માંહે કહી, શ્રાવકની સંપેખ
આતમા તે અધીકરણુએમ, પ્રગટ પાઠમે લેખ ૬૮
શસ્ત્ર જે ખટ કાયનો, અધીકરણુ કહેવાય
તેને તીખો કીધા છતાં, ધર્મ પુણ્ય કેમ થાય ૬૯
એમજ પડીમાને વીષે, શ્રાવક આતમ જાણુ
અધીકરણુ ન્યાયે કરી, વારૂ કરો વીનાણુ ૭૦
સામાયકમાં આતમા, તેની અધીકરણુ આખ્યાત
તો જે સામાયક વીના, તેહુ તણી શું વાત ૭૧
છ પોશા એક માશમાં, આઠ પહોરીયા કરેહ
થયા બો-તેર વર્ષમાં, સંવત્સરી એક લહેહ ૭૨
એહ તો-તેર દીન તણો, વ્યાજ તેને ઘેર આય
વળી નફાટોટા તણો, તેહીજ ધણી કહેવાય ૭૩
ઘર પુત્રાદી જનમીયા, હર્ષ હૈયે તેને આય
ચીત ઉદાસ હુવે મુઆ, પેજજ બંધન એમ થાય ૭૪
તોટો સુણુ વીલખો હુવે, નફો સુણી વાકસાય
સામાયક પોષા મઝે, મમત્વ ભાવ એ ન્યાય ૭૫

એમજ પડીમાને વીષે, હર્ષ સોગ ચી-ત આય
પેજજ બંધણુ આખ્યે પ્રભુ, ન્યાતીલાથી તહાય ૭૬
એક લખપતી શેઠ જેને, માતપીતા પરીવાર
સ્ત્રી પુત્રાદીક કોઇ નહી, એકલડો અવધાર ૭૭
લાખ રૂપીઆ રોકડા, મીત્ર ભણી જ ભળાય
શ્રાવકની પડીમા વહી, એકાદશ લગ તાય ૭૮
મીત્ર તણે વૃત પાંચમે; નીજ પોતાના જાણુ
સહસ્ત્ર દામ ઉપરાંત તે; રાખવાના પચ્ચખાણુ ૭૯
પડીમા ધારીના જેતે; લાખ દામ રાખંત
તેહ તણી અવૃત તણો, અઘ કોણુ ને લાગંત ૮૦
તથા રૂપીયા લાખ જે, કોના પરીગ્રહ માંહી
પોતે રખવાલી કરે, પણુ તેનો પરીગ્રહ નાંહી ૮૧
પડમાધારીના પ્રગટ; પરીગ્રહ માંહી પીછાણુ
અવ્રતનો લાગે તેને. પાપ નીરંતર જાણુ ૮૨
મમત્વ ભાવ પચખ્યો નથી, પડમામે એ ન્યાય
સામાયક જેમ તેહનું, શરીર અધીકરણુ કહાય ૮૩
તથા લખપતી શેઠ એક, પૂત્રાદીક નહી કોય
ગુમાસ્તા બહુ તેહને, વેપાર કરે અવલોય ૮૪
દુકાન વાણોતર ભણી, શેઠ ભલાવી સોય
શ્રાવકની પડીમા વહી, એકાદશ લગ જોય ૮૫
વ્યાજ આવે રૂપીયા તણો, તે કોના ઘરમાંહી
વળી નફા તોટા તણો, કોણુ ધણી કહેવાય ૮૬
પડીમા ધારીના પ્રગટ, ઘરમાં આવે વ્યાજ
નફા અને તોટા તણો, એહીજ ધણી સમાજ ૮૭

લાખ તણા બે લાખ થયા, પરીગ્રહો તેનો હીજ
પચાસ હજાર રહ્યા છતાં; તોટો તેનો કહીજ ૮૮
પડીમામે પણ પાંચમુ, દેશ વૃત ગુણુઠાણુ
જે જે તેને આગાર છે, તે તે અવ્રત જાણુ ૮૯
ખાવુને પીવુ તેહનું, અવૃત માંહી જોય
તેને અવૃત સેવરાવીયા, ધર્મ પુણ્ય કેમ હોય ૯૦
પડીમા ધારી આહાર લ્યે, તેને તો કહે પાપ
તો આપે તેને ધર્મ કેમ, જુઓ થીર ચી-ત થાપ ૯૧
જો લેવાવાલાને પાપ છે, પાપ લગાવ્યો જાસ
ધર્મ પૂણ્ય કંઈ વીધ હુવે, જોવો હૈયે વીમાસ ૯૨
લેવાવાલાને જે હુવે, દેવાવાલાને તેહ
જીન આજ્ઞા નહી બેઉ ભણી, બેઉને પાપ બંધેહ ૯૩
જે પડીમા ધારી વીના, અન્ય તણો પણ દેખ
ખાવો પીવો પહેરવો, અવ્રતમા સંપેખ ૯૪
તે માટે મુની દે ન તેને, દીધા આવે દંડ
અનુમોદયાં પણ દંડ છે, સુત્ર નીશીથ સુમંડ ૯૫
શ્રાવક જમાડવા તણી, જીન આજ્ઞાદે નાંહી
આજ્ઞા વીન નહી ધર્મ પુણ્ય, દેખોજી દીલ માંહી ૯૬
સમદ્દષ્ટી શ્રધે સમો, જીન આજ્ઞા મે ધર્મ
આજ્ઞા બારે ધર્મ નહી, એ જીન સાસન મર્મ ૯૭
કહી કહીને કેટલો કહ્યુ, ધર્મ ન આજ્ઞા બહાર
આજ્ઞા માંહી પાપ નહી, શ્રધ્યા સમ્યકત્વ સાર ૯૮
એમ સાંભળ ઉ-તમ નારો, રાખો જીન સુપ્રતીત
આજ્ઞા બહારે ધર્મ કહી, કરવી નહી અનીત ૯૯

ઇતી

## અથ તેવીસમો અનુકંપા અધીકાર

### દોહરો

કોઇ કહે અસંજતી ભણી, જેહ બચાવે જાણ
સ્યુ ફળ તેને સંપજે, તેનો ઉતર પહી છાણ ૧
જીવ છોડાવે દામ દે, જીન મુની નહીં દે આણ
અનુમોદે પણ નહી તેને, સાવજ રા પચ્ચખાણ ૨
મુની દીક્ષા લીધી તદા, સર્વ સાવદ્ય પચ્ચખેય
જીવ છોડાવે નહી તેઓ, નીજ વસ્ત્રાદીક દેય ૩
ગ્રહસ્થ છોડાવે દામ દે, જો મુની અનુમોદેહ
ત્રીજુ કરણ ભાગે તેનુ, પાપ કર્મ બંધેહ ૪
ત્રીજે કરણ અનુમોદવે, લાગે પાપ જબુન
તો દામ દેવે તે ધુરકરણ, કેમ હુવે તેને પૂણ્ય ૫
સામાયક પોષા વીષે, સાવધ પ્રતી પચ્ચખેહ
જીવ છોડાવે નહી તેઓ, નીજ વસ્ત્રાદીક દેહ ૬
ખોટો સાવધ જાણ કે, જે ત્યાગ્યો મુનીરાય
ગૃહસ્થ તે સાવધ કીયાં, ધર્મ પૂણ્ય કેમ થાય ૭
એ વધ પાપ સહીત જે, સાવધ કહીયે તાસ
અંતર આંખ ઉઘાડને, વારૂ ન્યાય વીમાસ ૮
નીશીથ ઉદેસે બારમે, મુની અનુકમ્પા આણ
તૃણાદીક દોરે કરી, જો બાંધે ત્રશપ્રાણ ૯
અથવા બાંધતા પ્રતે. જો અનુમોદે તાય
ચોમાસી તેને પ્રાયશ્ચીત, પ્રગટ પાઠ મે વાય ૧૦

એમજ બાંધ્યા જીવને, છોડે તો દંડ પાય
છોડતા પ્રતી જે વળી, અનુમોદ્યાં દંડ આય ૧૧
એ પ્રત્યક્ષ પાઠ વીષે કહ્યો, અનુકંપાએ જાન
સાવદ્ય છે તે કારણે, દંડ કહ્યો ભગવાન ૧૨
છોડે તેને અનુમોદીયાં, ત્રીજે કારણ દંડ ખ્યાત
તો છોડે તે ધુર કરણ, તેને ધર્મ કેમ થાત ૧૩
અસંજતીનો જીવણો, વંછે નહી મુનીરાય
મરણો પણ વંછે નહી, એ રાગદ્વષે કહેવાય ૧૪
અસંજતીનો જીવણો, વંછયા ધર્મ જો હોય
તો એ અનુકંપા તણો, પ્રાયશ્ચીત કેમ જોય ૧૫
સાવદ્ય એ અનુકંપ છે, તેથી દંડ છે તાસ
નીર્વંધનો દંડ હોય નહી, જુઓ હૈયે વીમાસ ૧૬
અનુકંપાને અર્થેજ, શ્રી કૃષ્ણે ઇટ ઉપાર
મુકી વૃદ્ધ તણે ઘરે, અંતગડે અધીકાર ૧૭
રાણી ધારણી ગર્ભની, અનુકમ્પાને અર્થ
પથ્થ્યઅનાદીક ભોગવ્યા, જ્ઞાતા માંહી તદર્થ ૧૮
સુલસાંની અનુકમ્પા કરી, દેવકીના સુત આણ
મુકયા હરણ ગવેષી સુર, અંતગડમે જાણ ૧૯
અભયકુમાર તણી વલી, અનુકમ્પા ચીન્ત આણી
દોહલો પુર્યો મીત્ર સુર, જ્ઞાતા મે જીન વાણી ૨૦
રતન દ્વીપ દેવી તણી, જીન રીખી કરૂણા કીધ
જ્ઞાતા નવમા અધ્યેન કહ્યું. સાવદ્ય એહ પ્રસીદ્ધ ૨૧
ઇત્યાદીક અનુકમ્પની, જીન આજ્ઞા દે નાંહી
તે માટે સાવદ્ય છે તે, દેખોજી દીલમાંહી ૨૨

જીવ હણે મુંજ કારણે, ચીંતવ નેમ કુમાર
તોરણથી પાછા ફર્યા, એ અનુકમ્પા સાર ૨૩
જીવ હણુંતા નેમના. વીવાહ નીમી-ત પીછાણ
તે ટાલ્યો પાપ પોતા તણો, જીન આજ્ઞા તીહા જાણ ૨૪
ગજ ભવ સસલો નવી હણ્યો, કષ્ટ ભોગવ્યો આપ
નીવંધ એ અનુકમ્પ છે. ગજ ટાળ્યો નીજ પાપ ૨૫
ઊતરાધ્યેયન એક વીશમે, ચોર દેખ સમુદ્રપાલ
છોડાવ્યો આખ્યુ નથી, ચરણ લીયો સુવીશાલ ૨૬
બીજા શ્રુત સ્કંધ અંગધુર, ત્રીજા અધ્યેયન વીચાર
પ્રથમ ઉદેશ કહ્યો મુની, બેઠો નાવ મઝાર ૨૭
છીદ્ર કરી જળ આવતો, દેખી ગ્રહસ્થ પ્રતેહ
બતાવવો નહી જીન કહ્યો, પ્રત્યક્ષ પાઠ વીષેહ ૨૮
ઉદક ભરાતી નાવ એ, દેવુ તુરત બતાય
એહવુ પણ નવી ચીંતવે, મનમાંહી મુનીરાય ૨૯
આપ અને બહુ અન્ય જન, ડુબે ઉદક કરેહ
સમભાવે બેઠો રહે, રાગ દ્રેષ ટાળેહ ૩૦
બીજા અંગમે આખીયો, શ્રુત ખંધ બીજા વીષેહ
પાચમા અધ્યેયને પ્રગટ, ત્રીશમી ગાથા જેહ ૩૧
જીવ સીંહ વ્યાઘ્રાદી વળી, હીંસક જોઇ સંત
એહ મારવા યોગ્ય છે, એમ ન કહે ગુણવંત ૩૨
અથવા હીંસક દેખને, એહ હણવા જોગ જ નાહી
એહવુ પણ કહેવુ નહી, નીપુણ વીચારો ન્યાય ૩૩
વૃતીકાર એહવું કહ્યું, વધવા જોગ જ નાય
એમ કહેતા તેના કર્મની, અનુમોદના જ આય ૩૪

કહ્યા સીંહ વાઘાદી જે, આદી શબ્દની માંહી
ઘાતક જે છ કાયના, તે સહું આવ્યા તાહી ૩૫
હણે કસાઇ અજ ભણી, તસુ તારણ અણગાર
ત્યાગ કરાવે વધ તણા, દે ઉપદેશ ઉદાર ૩૬
પણ બકરાનું જીવવુ, વંછે નહી મનમાંય
અસંજમ જીતવ વંછણો, વર્જ્યો છે જીનરાય ૩૭
દશમે અધ્યેયન બીજે અંગ, ચોવીશમી ગાહ
જીવીત મરણ નહી વંછણોં, અસંજમ જીવીત તાહ ૩૮
તેરમે અધ્યેયને બીજે અંગ, તેવીસમી જે ગાહ
જીવીત મરણ ન વંછવો, અસંજમ જીવીત તાહ ૩૯
પંદરમે અધ્યેયન બીજે અંગ, દશમી ગાથા માહી
અસંજમ જીવીત પ્રતે, મુની આદર ન દીયે તાહી ૪૦
ત્રીજા અધ્યયને બીજે અંગ, ચોથા ઉદ્દેશા વીષેહ
જીવીત મરણ ન વંછણો, અસંજમ જીવીત તેહ ૪૧
ઇત્યાદીક બહુ સ્થાનકે, અસંજમ જીવીત તાય
બાળ મરણ નહી વંછવો, ભાખ્યો શ્રી જીનરાય ૪૨
આપ તણો નહી વંછણો, અસંજમ જીવીત સોય
તો પરનો વંછયા થકા, ધર્મ પુણ્ય કેમ હોય ૪૩
બાળ મરણ પણ આપરો, વંછે નહિ મુનીરાય
પર નુ પણ વંછે નહી, વંછયા ધર્મ ન થાય ૪૪
પંડીત મરણ જ આપરો, વંછે મહા મુનીરાય
પર નુ પણ વંછે તીકો, વીમળ વિચારો ન્યાય ૪૫
કહ્યો સાતમા અંગમે, પોષહ વિષે પીછાણ
માત બચાવણ ઉઠિયો, ચુલણીપીયા જાણ ૪૬

માતા તેને એમ કહ્યું, ભાગો પોસહ સોય
વલી વ્રત ભાંગો કહ્યો, ભાંગ્યો નીયમ સુજોય ૪૭
માત બચાવવા ઉઠીયો, ભાંગો પોસહ તાહી
તો સાધુ બચાવે તેહનું, ચારિત્ર ભાગે કીમ નાહી ૪૮
જેકાર્ય કીધે છતે, પોસહ ચારિત્ર ભાંગેહ
તે કાર્યમે ધર્મ કીમ, ન્યાય વીચારી લેહ ૪૯
બીજા સુગડાઅંગે પવર, છઠ્ઠા અધ્યેનરે માંહી
અઢારમી ગાઠા અમલ, આદ્ર મુની કહીવાય ૫૦
નિજ કર્મ પ્રતે ખપાવવા, વા અન્ય તારણુ તાહી
ધર્મ દેશના પ્રભુ દીયે, નીર્મળ વીચારો ન્યાય ૫૧
અસંજતી જીવ છે, તેને બચાવા હેત
વીર પ્રભુ ઉપદેશ દે, એમ નવી આખ્યો તેથ ૫૨
બીજા આચારંગને વીષે, બીજો અધ્યેને તાહી
પ્રથમ ઉદ્દેશે પ્રભુ કહ્યો, ગ્રહસ્થ લડે માંહોમાંહી ૫૩
દેખી નહી ચિંતવે મુની, મારો એહ પ્રતેહ
અથવા એહને મતહણો, રાગ દ્વેષ વર્જેહ ૫૪
દ્વિતીય આચારંગને વીષે, દ્વિતીય અધ્યેન વિષેહ
પ્રથમ ઉદ્દેશે ગૃહસ્થ તે, તેઉ આરંભ કરેહ ૫૫
દેખી મન ચિન્તે ન મુની, અગ્ની ઉજાલો એહ
અથવા અગ્નિ ઉજાલ મતિ, ઇમપણ નવિ ચિંતેહ ૫૬
તથા બુઝાવો અગ્નિએ, અથવા મત બુઝાવ
એહવુ પણ નહી ચિન્તવે, રાખે મુનિ સમભાવ ૫૭
નવમે ઉતરાધ્યેને કહ્યું, મિથલા બલતી દેખ
સાહમુ નહિ જોયો નમી, ટાલ્યો રાગ વિશેખ ૫૮

દશવૈ કાલીક સાતમે, પચાસમી જે ગાહ
માંહો માંહી દેવ લડે, એમ મનુષ્ય માંહોમાંહિ ૫૯
તીર્યંચ માહો માંહી લડે, એહની થાવો જીત
ઇણુરી જય થાવો મતી, મુની ન કહે એ રીત ૬૦
દશવૈકાલીક સાતમે, એકાવનમી ગાહ
વર્ષાને વલી વાયરો, સીત ઉષ્ણુ અધિકાર ૬૧
રાજ વીરોધ રહિત હુન, થાવો દેશ સુકાલ
ઉપદ્રવ રહિત હુવો વલી, ઇમન કહે મુની માલ ૬૨
એ સાતોં હુવો તથા, એ સાતોં મત હોય
એ વિધ પણુ ન કહે કદા, અમલ ન્યાય અવલોય ૬૩
દિશા મુઢ જે ગૃહસ્થને, માર્ગ બતાયા દંડ
નિશીથ ઉદેશે તેરમે, ચોમાસીક પ્રચંડ ૬૪
ઠાણા અંગ ઠાણે તીસરે, તૃતીય ઉદેશક માંય
આતમ રક્ષક તીન જે, આખ્યા શ્રી જીનરાય ૬૫
હિન્સાદીક દેખી કરી, દીયે ધર્મ ઉપદેશ
અથવા મોન રહે મુની, સમભાવે સુવિશેષ ૬૬
અથવા ઉઠી ત્યાં થકી, એકન્ત જગ્યા જાય
આતમ રક્ષક એ કહ્યા, પણુ છોડાવણો કહ્યો નાય ૬૭
નિશીથ ઉદેશે અગીયારમે, પરને ભય ઉપજાય
ડરાવતા પ્રતિ અનુમોદે, દંડ ચોમાસી આય ૬૮
ગૃહસ્થની રક્ષા કરે, રક્ષા કારિ પ્રતેહ
અનુમોદ્યા પણુ દંડ કહ્યો, નિશીથ તેરમે લેહ ૬૯
દશવૈકાલીક તીસરે, ગ્રહસ્થ તણી મુનીરાય
સાતા પુછયાં સોલમો, અણુાચાર કહ્યો તાય ૭૦

ગૃહસ્થની વ્યાવચ કીધા, આઠવીશમું વ્હાલ
અણાચાર મુનીવર ભણી, દાખ્યો પરમ કૃપાલ ૭૧
કરે કરાવે જે નહી, કરતા પ્રતે અવલોય
મુની અનુમોદે પણ નહી, તો ધર્મ કહે કેમ સોય ૭૨
અશણાદિક ગૃહસ્થી ભણી, દીયાં મુનીને દંડ
અનુમોદ્યા પણ દંડ કહ્યું, નીશીથ પંદરમે મંડ ૭૩
શસ્ત્ર છે ખટકાય નું, ગ્રહસ્થ તણો જે શરીર
તસું તીખો કરવા તણી, કેમ આજ્ઞા દે વીર ૭૪
ઘાતિક જે ખટ કાયના, તાસ બચાવે કોય
તસું પ્રતે આજ્ઞા કેમ દીયે, ન્યાય વિચારી જોય ૭૫

## લોકોત્તર દયા

પ્રવચનકાર શ્રીમદ વિજય રામચંદ્ર સુરીજી મહારાજ
વર્ષ. ૯ અંક. ૨૮ પાનુ. ૨૯૧ તા. ૨૮,-૨-૧૯૩૮

પોતાના **આત્માની દયા** જેનામાં પ્રગટી નથી તેનામાં બીજાઓ પ્રત્યે સાચો **દયા ભાવ** પ્રગટવાનોજ નથી.

સીધચક્ર વર્ષ. ૧ અંક. ૫ પાનું. ૧૦૬-૭ તા. ૧૨-૧૨-૧૯૩૨ સમાધાનકાર શ્રીમદ સાગરાનંદ સુરીશ્વરજી મહારાજ.

નંદન મણીયાર શ્રાવક ને સાધુ સમાગમ તુટયો સીધો **મીથ્યાત્વ** પામ્યો તપશ્ચર્યા કરતા તૃષઃ તુર થયો પ્રભુ માર્ગ છોડયો એના મનમાંથી શાશનનો **ભાવ દયા દ્રવ્ય દયાનો** ભેદ ભુસાઈ ગયો ચૌદરાજ લોકના

જીવોની દ્રવ્ય દયા ફક્ત એકજ જીવનની ભાવ દયાની સાથે સરખાવીએ તો એક જીવની ભાવ દયાની કીમત વધી જાય ત્યાં જ થાપ ખાધી કે જે વસ્તુ દ્રવ્ય દયાની હતી તેને ભાવ દયા કરતા વીશીષ્ટ માની લીધી આનુ નામ મીથ્યાત્વ.

## હવે સાધુની આજ્ઞા બહારની ગ્રહસ્થ વ્યાવચ કરે તેનો ઉત્તર

કોઇ કહે સાધુ તણી, વ્યાવચ ગ્રહસ્થ કરેહ
તેહ વિષે સ્યું ફલ હુવે, તસું ઉત્તર હવે લેહ ૭૬

જે વ્યાવચ મુનીની કરે, તસુ આજ્ઞા પ્રભુ દેહ
નિરદોષણુ અશણાદિકર, તેહ વિષે ધર્મ લેહ ૭૭

જે વ્યાવચ મુનીની કરે, પ્રભુ આજ્ઞા નહી દેહ
તે વિષે નહિં ધર્મ પુન્ય, ન્યાય વીચારી લેહ ૭૮

## સાધુના હરસ છેદ્યાં પુન્ય સુભ ક્રીયા કહે તેહનું ઉત્તર

સોલમે શતકે ભગવતી, તૃતીય ઉદ્દેશ વિમાસ
હરસ છેદે જે મુની તણી, ક્રીયા કહી પ્રભુ તાસ ૭૯

હરસ છેદું હું તુમ તણી, એમ પુછયા અણગાર
આજ્ઞા ન દે ગ્રહસ્થી ભણી, તેથી આજ્ઞા બહાર ૮૦

કાર્ય કરાવે નહિ મુની, ગ્રહસ્થ કને જે અંશ
જબરીથી જો કો કરે, તો ન કરે તાસ પ્રશંસ ૮૧

॥ સોરઠા ॥

ગૃહસ્થ મુનીની પેખરે, હરસ છેદેથી ધર્મ પુણ્ય
તો મુનિના કાર્ય અનેકરે, તસુ લેખે કીધાં ધર્મ પુન્ય ૮૨
મુની પગ કાંટો જાણુ રે, વળી કાંટો ચક્ષુ થકી
ગૃહી કાઢે ત્રિણુ આંણુ રે, તે લેખે ગૃહી ભણી ૮૩
દુખે પેટ અપાર રે, મુનીચિત વ્યાકુલ દુઃખ ઘણો
ગૃહી મશલે કર સાર રે, તેહને પણ પુણ્ય લેખે તણો ૮૪
પેટુચી (આંબોય) અતિ દુઃખરે, ઠ્ઠી ભૂતી સમકહી
ગ્રહી મશલે કર સુખ્ખ રે, તેહને પણ તસુ લેખે પુણ્ય ૮૫
અટવી વિષે અચેત રે, હય ખર સગટ બેશાડને
આણે ગ્રહી પુર તેથ રે, તેહને પણ પુણ્ય તસુ મને ૮૬
મુનિ થાકા માર્ગ માંહિ રે, બોજ ઘણો પોથી તણો
પગભર ખસ્યો ન જાયરે, તો બોજ ઉઠાવ્યા પણ ધર્મ ૮૭
અરણ્ય વલીપુર માહિરે, સંત તૃષાતુર ચેત નહી
સચિત પાણી ગૃહી પાયરે, તેહને લેખે ધર્મ તસુ ૮૮
ઇત્યાદિક અવલોયરે, ગૃહી મુનીનાં કાર્ય કરે
હરસ છેદયાં ધર્મ હોયરે, તે લેખે સહુમે ધર્મ ૮૯
મુનીની હરસ છેદંતરે, તેહને અનુમોદે મુની
દંડ ચોમાસી હોયરે, તીજા ઉદ્દેશા નીશીથ મેં ૯૦
અનુમોદયાથી પાપરે, તો ગ્રહસ્થ છેદ્યાં પુણ્યકેમ
જીન આજ્ઞા ચિત્ત સ્થાપરે, આજ્ઞા વના નહી ધર્મ પુન્ય ૯૧
સામાયક પચ્ચ ખાણુરે, નિર્વંધ કાર્ય અન્ય વલી
ગૃહસ્થ કરે કોઈ જાણુરે, તો મુનિ અનુમોદે તસુ ૯૨

નિર્વંધ કાર્ય તાહિરે, ગૃહસ્થ કીધે ધર્મ પુન્ય તસું
અનુમોદે મુનિ રાયરે, તેહને પણ ધર્મ પુન્ય છે ૯૩
વિણુજ અને વ્યાપારરે, સાવધ કાર્ય અન્ય વલી
ગ્રહસ્થ કરે તિવારરે, ધર્મ પુન્ય તેહને નથી ૯૪
સાવધ કાર્ય તાહિરે, ગૃહસ્થ કીધે પણ પાપ છે
અનુમોદે મુનિરાયરે, પ્રાયશ્ચિત આવે તસું ૯૫
હરસ છેડવાની તાહીરે, આજ્ઞા જીન મુનિ ન દિયે
અનુમોદે પણ નાહિરે, તેથી તે સાવધ અછે ૯૬
ગ્રહસ્થ પાસે જાણુરે, કાર્ય કરાવા મુનિ તણું
જાવજીવ પચ્ચ ખાણુરે, મર્ણાન્તે પણ નિયમ એ ૯૭
હરસ ગુમ્મડા આદિરે, ગૃહસ્થ પાસે છેદાવા તણા
મુનિને ત્યાગ સંવાદરે, ગૃહસ્થ છેદે જબરી થકી ૯૮
મુનિ અનુમોદે નાંહિરે, તો તસુ ત્યાગ ભાગે નહી
પણ કામી કહિવાયરે, ત્યાગ ભંગાવાનો ગૃહી ૯૯
તેથી સાવદ્ય એહરે, વલી અનુંમોદે પણ નહી
આજ્ઞા પણ નહી દેયરે, તે માટે નહીં ધર્મ પુન્ય ૧૦૦
જે કામી ગ્રહસ્થી થાયરે, ત્યાગ ભંગાવા મુની તણો
ધર્મ નહિં તિણુ માંહિરે, ન્યાય દૃષ્ટિથી અવલોકીયે ૧૦૧
કિણુ ગ્રહસ્થી અઠ્ઠમ કીધરે, આહાર ચાર ત્યાગ કીધા
વ્યાકુલ તૃષા પ્રસિદ્ધરે, થયાં અચેતન અન્ય ગ્રહી ૧૦૨
ઉસનોદક તસુ પાયરે, કીયો સચેતન અધિક સુખ
નેમ ભંગ તસું નાયરે, પણ કામી ત્યાગ ભાગણુ તણો ૧૦૩
તેમ ઇહાં અવલોયરે, નેમ ભંગ મુનિનો નથી
પણ કામી ગ્રહસ્થી હોયરે, ત્યાગ ભંગાવા મુની તણો ૧૦૪

કોઈ ગ્રહુસ્થ પચ્ચખાણુરે, હરસ છેદાવાનાં કીયા
જબરીથી પહિછાણુરે, વૈદ હરસ છેદે તસું ૧૦૫
નેમ ભંગ તસું નાહિરે, પણ ત્યાગ ભંગ કરવા તણો
કામી વૈદ કહેવાયરે, તેથી ધર્મ નહી તેહને ૧૦૬
તેમ મુનીને પચ્ચ ખાણુરે, હરસ છેદાવા ગૃહસ્થી કને
જબરીથી પહીછાણુરે, વૈદ હરસ છેદે તસું ૧૦૭
નિયમ ભંગ તસું નાહીરે, પણ ત્યાગ ભંગ કરવા તણો
કામી વૈદ કહેવાયરે, તિણસું નહી તસું ધર્મ પુન્ય ૧૦૮
વૈદ હરસ છેદેહરે, અનુમોદે નહી જે મુનિ
કેમ તેને ધર્મ કહેહરે, ન્યાય વિચારી દેખલ્યો ૧૦૯
અનુમોદ્યાથી પાપરે, તો છેદે તેને પુન્ય કેમ
ત્રીજે કરણ અઘ સ્થાપરે. પ્રથમ કરણ તો અધિક અઘ ૧૧૦
પાપ હુવે પહેલે કરણરે, તે અઘની અનુમોદના
તીજે કરણ ઉચ્ચરણરે, તે લેખે તસું પાપ છે ૧૧૧
પ્રથમ કરણ પુન્ય હોયરે, તે પુન્યની કરણી પ્રત્યે
અનુંમોદે જે કોયરે, તેને પાપ કિણ વીધ હુવે ૧૧૨
કરણવાલાને પુન્યરે, તે અનુમોદના પાપ કહે
પ્રત્યક્ષ વચન જબુન્યરે, ન્યાય દષ્ટી કરી દેખીયે ૧૧૩
છેદે તિણને પુન્યરે, તે પુન્યની કરણી પ્રતે
અનુમોદ્યા જો પુન્યરે, તેને પાપ કિણ વિધ હુવે ૧૧૪
ધર્મ વીના પુન્ય નાહિરે, શુભ જોગથી નીર્જરા
પુન્ય બંધ પણ થાયરે, જેમ ગહું પાછલ ખાખલો ૧૧૫
બીજા આચારંગ માયરે, તેરમા અધ્યનને વીષે
પાઠ કહ્યા જીનરાયરે, ગ્રહસ્થ કરે સાધુ તણાં ૧૧૬

મુનિ તનુ ફોલ્લો થાયરે, ગ્રહસ્થી છેડે શસ્ત્રે કરી
મુનિ મન કરી વાંછે નાયરે, ન કરાવે વચ કાય કરી ૧૧૭
વ્રણ છેદીને તાહિરે, રૂધિર પરૂ કાઢે ગૃહી
મુનિ મન કરી વંછે નહીરે, ન કરાવે વચ કાય કરી ૧૧૮
ગૃહસ્થી મુનિ પગ વલી કાયરે, તેલ ચોપડે મર્દન કરી
મુનિ મન કર વંછે નાયરે, ન કરાવે વચકાય કરી ૧૧૯
ગૃહસ્થી મુનિ પગથી તાહિરે, ખીલો કાંટો કાઢીયાં
મન કરી વંછે નાહીરે, ન કરાવે વચ કાય કરી ૧૨૦
મુનિ મસ્તકથી તાહીરે, ગ્રહસ્થી કાઢે જુવીખ પ્રને
મન કરી વંછે નાહીરે, ન કરાવે વચ કાય કરી ૧૨૧
બોલ ઈત્યાદિક તાહિરે, ગ્રહસ્થ કરે સાધુ તણાં
વંછે નહી મુની રાયરે, બીજા આચારંગ તેરમે ૧૨૨
મુનિ અનુમોદે નાહીરે, તો ગ્રહસ્થ કરે એ રૂષિ તણાં
ધર્મ પુન્ય તિણ માંહિરે, કોઇપણ બોલ વીષે નથી ૧૨૩
મુનિ તનુ વ્રણ (ફોલ્લો) છેદંતરે, ધર્મ કહે
એક બોલમે
તો તે લેખે હોતરે, ધર્મ સર્વ બોલા મઝે ૧૨૪
ધર્મ પુન્ય નહિ હોયરે, તે સઘલા બોલાં મઝે
તો પાપ ગૃહસ્થી ને જોયરે, જીન આજ્ઞા નહિ તે ભણી ૧૨૫
તેમ તે હરસ છેદંતરે, અશુભ કીયા તે વૈદને
મુની નહિં અનુમોદંતરે, ધર્મ પુન્ય કીણ વીધ હુવે ૧૨૬
હરસ છેદ્યાં શુભ કર્મરે, તો આચારંગમે કહ્યા
ત્યાં સઘલામે ધર્મરે, કહેવો તિણરે લેખ એ ૧૨૭

ધર્મ નહિ અન્ય માંહિરે, તો છેદે ફોલ્લાદિ ગૃહી
તેમાં પણ પુન્ય નાંહિરે, એ સાવધ આજ્ઞા નથી ૧૨૮
હરસ છેદ્યાં ધર્મ હુન્તરે, તો મુની માથાથી ગ્રહી
જુઓ પણ કહાડંતરે, તેમાં પણ તસું લેખ પુન્ય ૧૨૯
વલી મુનિ વરની સોયરે, પગ ચમ્પી મર્દન કરે
કરે જો ઓષધ કોયરે, તસું લેખે પુન્ય સહુ મધ્યે ૧૩૦
વૃત્તિ વીષે એમ વાયરે, ધર્મ બુદ્ધિ છેદ્યાં થકાં
કીયા હુએ શુભ તાયરે, અશુભ કૃયા લોભાદિ કરી ૧૩૧
વિરૂદ્ધ અર્થ છે એહુયે, સુત્ર થકી મલતો નથી
મુનિ નહી અનુમોદેહરે, તે કીય શુભ કેમ હુવે ૧૩૨
એમ શુભ કીયા જો હોયરે, તો ઓષધ તેલાદિ કરિ
મુનિ તનુ મર્દે કોયરે, તેની કીયા પણ શુભ હુવે ૧૩૩
વલી મુની પગથી તાયરે, ખીલો કાંટો કાઢીયાં
તસું લેખે કહિવાયરે, તેહને પણ હુવે શુભ કૃયા ૧૩૪
વલી મુનિ શીરથી સોયરે, જુઓ લીખો કાઢીયા
તસું લેખે અવલોયરે, તેહને પણ હોય શુભ કીયા ૧૩૫
મુનિ અતિ તૃષા અચેતરે, સચિત અચિત જલ
પાય કર
કીધો ગૃહસ્થ સચેતરે, તસું લેખે હુવે શુભ કીયા ૧૩૬
થાકો મુનિ ઉજાડરે, ગાડે ઘોડે ગદ્ધે ચઢાય કરી
લાવે ગામ મઝારરે, તસું લેખે હવે શુભ કીયા ૧૩૭
ઇત્યાદિક અવલોયરે, મુનિને જે કલ્પે નહી
તે કરે કાર્ય ગૃહસ્થી કોયરે, તસું લેખે પણ
શુભ કીયા ૧૩૮

જો યાં બોલારે માંહિરે, ન હુવે ગૃહસ્થીને શુભ કીયા
તોહરસછેદ્યાં પણ તાહીરે, કેમ શુભ કીયા કહીજીએ ૧૩૯
હરસ છેદણુરી તામરે, જીનમુનિ આજ્ઞા નહી દિયે
જીન આજ્ઞા વિન કામરે, કીધા નહિ છે ધર્મ પુન્ય ૧૪૦

॥ ઇતિ ॥

## ચોવીસમું સુભદ્રા અધિકાર

॥ દોહા ॥

કાંટો કાડયા આંખથી, સતી સુભદ્રા જેહ
કોઇ સુત્રમાં એ નહી, કથા વિષે છે એહ ૧
જો સુભદ્રાને ધર્મ છે, તો મુનિના અવલોય
અન્ય કાર્ય બાઈ કીયાં, તસું લેખે ધર્મ હોય ૨
દુખે પેટ મુની તણો, મોત ઘાત અવલોય
બાઇ મશલે ઉદરતો, તસું લેખે ધર્મ હોય ૩
વલી કોઈ સાધુ તણી, ટલી પેટુચી તામ
બહુ દુઃખ ઝાડા પણ ઘણા, અન્ન નહિ ભાવે આમ ૪
તે પેટુચી મુનિ તણી, બાઇ મશલે કોય
તો તેહને લેખે તદા, તણુ મેં પણ ધર્મ હોય ૫
કોઇ મુનીનો ગોલો ચઢયો, બહુ દુઃખ બાઇ દેખ
ગોલો મશલે તેહનું, ધર્મ હુઇ તસુ લેખ ૬
અગ્નિ વિષે પડતા, પ્રતે, બાઈ હાથ પકડેહ
બહાર કહાડે તેહને, તો ધર્મ તસું લેખેહ ૭
ઉચાથી પડતો મુની, બાઇ ઝાલે તાસ
તિણુ માંહી પણ ધર્મ છે, તેહને લેખ વિમાસ ૮

પડી જતાં મુનિ ભણી, બાઇ પકડી રાખેહ
પડતા ને બેઠો કરે, હુવે ધર્મ તસું લેખેહ ૯
માંથો દુખે મુનિ તણો, બાઇ માથું દાબેહ
મલમ લગાવે દુખવે, તસું પણ ધર્મ કહેહ ૧૦
પાટો બાંધે દુખણે, મુચ્છી પણ મુંશલેહ
ઇત્યાદિક બહુ મુનિ તણા, બાઇ કાર્ય કરેહ ૧૧
દુઃખી દેખી સાધુ ભણી, મરતો દેખી તાંય
પીડાણો દેખી કરી, સાતા કરે સવાય ૧૨
કાંટો કાડયો સુભદ્રા, ધર્મ થશે જો તાસ
તો યાનેં પણ ધર્મ છે, તેહને લેખ વિમાસ ૧૩
સાધુના કારજ કરે, બાઇ જે જીણ રીત
તિમ કારજ ભાઇ કરે, સમણીનાં ઘર પ્રીત ૧૪
જે સુભદ્રાને ધર્મ છે, તો શ્રમણીનો જોય
ભાઇ કાંટો આંખથી, કાડયા પણ ધર્મ હોય ૧૫
વલી કાંટો પગ માંહીથી, સમણી તણો જ સોય
ભાઇ કાઢે તેહમે; તસું લેખે ધર્મ હોય ૧૬
વલિ ગોલો શ્રમણી તણો, પેટ પેઢુચી જોય
ભાઇ મશલે તેહમે, તસું લેખે ધર્મ હોય ૧૭
માથુ દાબે સાધવી તણું, મરદ તેનું દુઃખ દેખ
એમ મુચ્છી (પેઢુ) મશલે તસું, ધર્મ હોશી તે લેખ ૧૮
મલમ લગાવે દુખણે, વલી આરજા પડતી જોય
મરદ પકડે તેહને, તસું લેખે ધર્મ હોય ૧૯

પડતીને બેઠી કરે, ઇત્યાદિક અવલોય
સાધવી ના મરદ કરે, તે લેખે ધર્મ હોય ૨૦
સાધુ ના બૈરી કરે, તાસ ધર્મ છે સોય
તો શ્રમણીના મરદે કર્યાં, તીણુમે (પાપ) કીમ હોય ૨૧
સુભદ્રા કાંટો કાઢિયો, જો તેમાં ધર્મ હોય
તો બધામાં ધર્મ છે, ન્યાય સરિખો જોય ૨૨
જો આ સહુ બોલાં મધે, જીન આજ્ઞા દે નાંહિ
તો ધર્મ પુન્ય પણ કો નહિ, ધર્મ જીન આજ્ઞા માંહિ ૨૩
જે મુનિવરને ત્યાગ છે, તે કાર્ય અવલોય
ગૃહસ્થ કરે કોઇ મુની તણાં, તાસ ધર્મ નહિ હોય ૨૪
જીણુ રીતે જીણુવર કહ્યો, તિણુ રીતે અવલોય
આરજાને મુનીવર ભણી, બચાવીયા ધર્મ હોય ૨૫
જે પ્રભુ શીખવે નહી, ન કરે તેની પ્રશંસ
આજ્ઞા પણુ આપે નહી, તેમાં ધર્મ તણો નહિ અંસ ૨૬

॥ ઇતિ ॥

## મોહ લોકીક માર્ગ

સીધચક્ર ૨૯-૧૦-૧૯૩૨ પાનુ ૪૭ વર્ષ ૧ લું અંક ૮ મો શ્રીમદ સાગરાનંદ સુરીશ્વરજી

જીન પલીત મોહ પામી પાછું જુએ છે જીન પલીતનું મૃત્યુ થાય છે.

મોહ શ્રી મહાવીરદેવનો અભિગ્રહ

દીક્ષાનું સુંદર સ્વરૂપ પાનું ૧૪૧, ૧૪૨ શ્રીમદ સાગરાનંદ સુરીજી મહારાજ શંકા સમાધાનકાર પ્રથમ

તો તે અભીગ્રહ ધર્મ રૂપ નથી મોહના ઉદયરૂપ છે તે વાત અષ્ટકજીની ટીકામાં સ્પષ્ટપણે જણાવવામાં આવી છે તે મોહથી આત્માનું કલ્યાણ થયું નથી.

## લોકીક માર્ગ મોહ

શ્રી મહાવીર તત્ત્વ પ્રકાશ પાનુ ૪૩ પ્રકરણ ૪ આ જીવમાં એટલી બધી અજ્ઞાનતા છે કે જેને લઇને તે માને છે કે હુંજ બીજાને મારીશ મેંજ બીજાને માર્યો મેં અમુકને જીવાડયો, હું અમુકને જીવાડું છું અથવા જીવાડીશ હું બીજાને સુખી કે દુઃખી કરૂં છું, કર્યો કરીશ આમ મારવા કે બચાવવાના નીમી-તે તે જીવના પરણામોમાં રાગદ્વેષ ઉત્પન્ન થાય છે અને આ રાગદ્વેષે કરીને હરેક ક્ષણે આ જીવ નવીન કર્મને બંધ કરતો રહે છે બીજાને હાથે જીવવાના, મરાવાના કે પીડાવવાના અથવા બીજાને મદદ કરવાના, મારવાના, જીવાડવાના કે દુઃખી કરવાના વીચારો કે બુધ્ધી થવી તે જીવને કેવલ મોહથી ઉત્પન્ન થતી કલ્પનાઓજ છે.

## ૨૫મું ગોશાલા ધિકાર

॥ દોહા ॥

કોઈ કહે છદ્મસ્થ પ્રભુ, ચાર જ્ઞાની હુતા જેહ
કેમ ચુકા કહો વીરને, તેનો ઉત્તર હવે લેહ ૧

વલી તુમે કહો ગોશાલને, દીક્ષા દીધી સ્વામ
તે કીણ સુત્ર વીષે કહ્યું, તસું ઉત્તર પણ તાંમ ૨

વલી અનુકંમ્પા કરી પ્રભુ, રાખ્યો જે ગોશાલ
તેહ વિષે પણ સ્યું થયું, તસું ઉત્તર પણ ન્હાલ ૩
શતક પંદરમે ભગવતી, આવ્યા સાવત્થી સ્વામ
ઉત્પતિ ગોશાલા તણી, ગૌતમ પુછી તાંમ ૪
વીર કહે સુણ ગોયમા, ગોની શાલા માંય
એ જન્મ્યો તિણ કારણે, નામ ગોશાલ કહાય ૫
હું ત્રીસ વર્ષ ઘરમે રહી, ગ્રહું ચરણ સુખ રાશ
પ્રથમ વર્ષ પખ પખ સુતપ, અઠ્ઠી ગામ ચોમાસ ૬
તપ માસ માસ બીજે વર્ષ, નગર રાજગ્રહ વાર
નાલંડા પાડા મજઝે, ચોમાસો સુવીચાર ૭
તંતુવાય શાલા વીષે, હું તપ કરત વીશેષ
આય રહ્યો ગોશાલ પણ, તે શાલા એક દેશ ૮
પ્રથમ માસનું પારણો, વિજય તણે ઘર કીદ્ધ
પ્રગત હુવા જે પાંચ દ્રવ્ય, મહિમા દેખ પ્રસિદ્ધ ૯
ગોશાલો કહ્યો મુજ ભણી. તમે ધર્માચાર્ય સોય
ધર્માન્તેવાસી (ચેલો) પ્રભુ, હું તુમ તનો અવલોય ૧૦
તબ મે તેહના વચનને, આદર ન દિધો કોય
મનમે ભલો ન જાણિયો, ધારી મૌન સુ જોય ૧૧
બીજા માસનો પારણો, આણંદ ને ઘર કીધ
તેમજ ગોશાલે કહ્યો, મે આદર નહીં દીધ ૧૨
ત્રીજા માસનો પારણો, કીયો સુદર્શણ ગેહ
તિમહિજ ગોશાલે કહ્યો, મેં આદર નહીં દેહ ૧૩
ચોથા માસનો પારણો, કોલ્લાક સંનિવેશ
બ્રાહ્મણ બહુલ તણેઘરે, કરી ચાલ્યો સુવિશેષ ૧૪

તંતુવાય શાલા વિષે, ગોશાલો તિહવાર
મુજ પ્રતિ તિણ દેખ્યો નહીં, જોયોભ્યન્તર બાર ૧૫
મુજ અણ દેખ્યેં નિજ ઉપાધ, બ્રાહ્મણને દે ત્હાય
મૂંડી દાઢી મૂંછ પ્રતિ, મિલ્યો જ મુજ સું આય ૧૬
ત્રણ પ્રદક્ષણા દઇ કરી, નમસ્કાર કરી કહે મુજ્જ
તમે ધર્માચાર્ય માહરા, હું ધર્મ અંતેવાશી તુઝ ૧૭
ત્યારે મે ગોશાલા તણાં, એ અર્થ પ્રત્યે સોય
અંગીકાર કીધો તદા, પાઠ વીષે એમ જોય ૧૮
વૃતિકાર કહ્યું એહવા, અજોગને પણ જેહ
અંગીકાર કીધો પ્રભુ, તે અક્ષીણ રાગ પણેહ ૧૯
વળી તેના પરીચય થકી, ઇષંત થોડી જાણ
સ્નેહ ગર્ભ અનુકમ્પના, સદભાવે પછી છાણ ૨૦
પ્રભુ છદમસ્થપણે કરી, જેહ અનાગત કાળ
તેહ વિષે જે દોષના, અજાણવાથી ન્હાલ ૨૧
અવશ્ય હોણહાર ભાવથી, કીધા પ્રભુ અંગીકાર
અભય દેવ સુરે કહ્યો, વૃતિ વીષે એ સાર ૨૨

## તે ટીકા કહે છે

અભ્યુપ ગચ્છામિ યચ્ચે તસ્ય અયોગ્ય સ્યાપ્ય ભ્યુગમનં ભગવત સ્તદક્ષીણ રાગતયા પરિચ્ચયે નેષત્સેહ ગર્ભાનુકંપા સદભાવત છદમસ્થ તયાડનાગત દોષા નવગમા દડ વસ્યં ભાવીત્વાચ્ચે તસ્યાથેંતિ ભાવનીયં ।

## દોહરા

ત્યાર પછી હુ ગોયમા, ગોશાલાની સાથ
ભોગવીયા છ વર્ષ લગ, લાભ અલાભ સજાત ૨૩

સુખ દુખ ને સત્કાર વળી, અસત્કાર વળી સોય
અનિત્ય જાગરણા જાગતો, હુ વીચર્યો અવલોય ૨૪
માગશર માશે એકદા, હુ ગોશાલા સાથ
જે સીધારથ ગામથી, કુર્મગામ પ્રત્યે જાત ૨૫
તલનુ ઝાડ એક જોઇને, મુઝ પ્રત્યે તે ગોશાલ
એ તલ નીપજશે કે નહી, એમ પુછયો તે કાળ ૨૬
સાત જીવ તલ પુષ્પના, મરી મરીને તાય
કીહાં ઉપજશે હે પ્રભુ, ત્યારે હુ બોલ્યો વાય ૨૭
નીપજશે તલ ઝાડએ, ફુલ જીવ એ સાત
મરી મરી એ એહને, તલ ઝાડ વીષે વીખ્યાત ૨૮
એક ફલી જે તલ તણી, તેહ વિષે અવલોય
એ તલ સાત થશે સહી, એમ મેં ભાખ્યો સોય ૨૯
ત્યારે ગોશાલે મુઝ વચન, શ્રધ્યો નહી મનમાંહી
પ્રતિતીયો પણ નહી તેણુ, રોચવીયો પિણ નાંહી ૩૦
મને જુઠો પાડવા, ધીરે ધીરે તાસ
પાછો વળી ને આવીઓ, તે તલ ઝાડ પાસ ૩૧
માટી મુલ સહીત તીણુ, તુરત ઉપાડી જેહ
એકાંતે નાંખ્યો તદા, તે તલ ઝાડ પ્રતેહ ૩૨
તતક્ષણ થોડા વર્ષા થકી, ઉગ્યો તલ ઝાડ તે સ્થાન
થયા સાત તલ ફુલચવી, એક ફલી મે આણ ૩૩
ગોશાલા સાથે તદા, હુ આવ્યો કુર્મ ગામ
તેહીજ નગરને બાહીરે, બાલ તપસ્વી તામ ૩૪
નામે વેસિયાયિણ તીકો, તપ છઠ્ઠ છઠ્ઠ કરેહ
સુરજ સામે આ તાપના, લિહાં લે તો વિચરેહ ૩૫

તેના માથામાંથી રવી તાપ કરી, જુઓ ભુમિ પડંત
તાશ દયા અર્થે તિકો, વલી વલી માથે ધરંત ૩૬
ત્યારે ગોશાલો મુઝ પાસથી, બાલ તપસ્વી પાય
ધીરે ધીરે આપને, બોલ્યો એહવી વાય ૩૭
સ્યું તુમુની તપસ્વી છે, તથા તત્વનુ જાણુ
જતી તથા તું કદાથહી કેજુ સજ્યાતર માણુ ૩૮
ગોશાલાના વચનને, તેણે આદર નહી દીધ
મનમેં ભલો ન જાણીયો, સાધી મૌન પ્રસિધ્ધ ૩૯
બે ત્રણ વાર ગોશાલ તવ, બોલ્યો તેમજ જાણુ
સ્યુતુ મુની તપસ્વી છે. જાવ જુઓ નો સ્થાન ૪૦
બાલ તપસ્વી શીઘ્ર, તબ, કોપ ચઢયો અસરાલ
જે આતાપન ભુમિથી, પાછો વલીયો ન્હાલ ૪૧
સમુદ્ર ઘાત તેજસ પત્યે, કરે કરી અવલોય
સાત આઠ પગ તે તદા, પાછો જઈ સોય ૪૨
મંખલી પુત્ર ગોશાલને, હણુવા કાજે જાણુ
કાઢે તેજ શરીરથી, એ તેજુ ઉષ્ણુ પીછાણુ ૪૩
તે અવસર હુ ગોયમા, ગોશાલકની જેહ
તે મંખલી પુત્રની, અનુકંપા અર્થેહ ૪૪
બેસિયાયણુ નામે તિકો, બાલ તપસ્વી જેહ
તેહ તણી જે તેજ પ્રતિ, દુર હરહ અર્થેહ ૪૫
તાપશને ગોશાલરે, ઇહાં વચમાં ન્હાલ
શીતળ તેજુ લેશ્યા પ્રતે, મે મુકી તે કાલ ૪૬

ચોપાઈ

જાય મુજ શીતલ તેજુ લેશં, તે લેશ્યા કરીને સુ
વીશેષં
એસિયાયણુ તાપશની જાણી, ઉન્હી તેજુ લેશ્યા
હણાણી
એસિયાયણુ તપસ્વી તે અવસર, મુજ શીતલ તેજુ
લેશ્યા કરી ૪૭
પોતાની જે ઉષ્ણુ પીછાણી, તેજુ લેશ્યા હણાણી
જાણી ૪૮
ગોશાલાના શરીરને તાહ્યો, જાણ્યો કીચીત પીડ ન
પાયો, દેખ્યું છવિછેદ અણુ કરતો, તે ઉષ્ણુ તેજુ
લેશ્યા સંહરતો ૪૯

દોહરા

ઉષ્ણુ તેજુ પ્રતિ સંહરી, મુજ પ્રતિ બોલ્યો વાય
જાણ્યા ભગવાન આપને, જાણ્યા જાણ્યા તાહિ ૫૦
આપ તણા પ્રસાદથી, દગ્ધ હુવો નહિ એહ
સંભ્રમથી ગત શબ્દને, વાર વાર ઉચરેહ ૫૧

ગીતક છંદ

કહ્યુ વૃતિ મેં ગોશાલનો, ભગવંત સંરક્ષણ કીયો
સરાગ ભાવે કરિ પ્રભુ, એક દયા રસથી રાખીયો
જે ઉભય મુની નવી રાખસ્યે, તે વીતરાગપણે વૃત્તિ
વળી લબ્ધી અણુફોડણુ થકી, વળી અવસ્ય
ભાવી ભાવથી ૫૨

## અત્ર ટીકા

ઈહુયચદૃ ગોશાલકસ્ય સંરક્ષણું ભગવતાઃ કૃત નત્રા રાગત્વેન વધે કરસત્વાદ ભગવતઃ યસ્ય સુ નક્ષત્ર સર્વાણુભુતિ મુનિ પુંગ વયોનં કરિષ્યતિ તદ્ધાતરાગત્વેન લબ્ધિનૃપ જીવ કત્વાત અવશ્યં ભાવિત્વાદેત્ય વસેયં ॥ ઇતિ ॥

### દોહરા

ગોશાલો તે અવસરે, મુજ પ્રત્યે બોલ્યો વાય
જુંં સજ્યા તરિયે કીસું, તુજ પ્રતી ભાખે તાય ૫૩
જાણ્યા ભગવંત તો ભણી, જાણ્યા જાણ્યા સોય
ત્યારે હું ગોશાલા પ્રતે, એમ બોલ્યો અવલોય ૫૪
હે ગોશાલા તુ ઇહાં, બેસિયાયણુ નામે હ
બાલ તપસ્વી પ્રતી તંદા, જોઇ નેત્ર કરે હ ૫૫
ધીરે ધીરે ઉસરી, મુજ પાસાથી તાહી
જ્યા બેસિયાયણુ તીહાં, જઈ બોલ્યો એમ વાય ૫૬

### ચોપાઇ

સ્યું તું મુનિ તપસ્વી છે. કોઇ, તથા તત્વનો
જાણુ સુ હોય
સ્યું તું યતી કહા ગ્રહી કહીયો, કે તુ જુનો
સીજ્યા તરીયો ૫૭
બેસિયાયણુ તપસ્વી તેહવારં, તુજ વચ આદર
ન દીયેલગાર
મનમે પણુ ભલો ન જાણે, રહ્યો મુનધરી
તે તાણે ૫૮

અહો ગોશાલા તુ તગહેર, તે બાલ તપસ્વી
પ્રત્યે જ ક્રુર
તુ નિ કે જાવ જુ' સેજા તરીયો, એમ બે
ત્રણ વાર ઉચ્ચરીયો ૫૯
ત્યારે બાલ તપસ્વી શીઘ્ર કોપ્યો, જાવ પાછો
ઉસર ચિત્ત રોપ્યો
તુજ હણુવા તેજુ મુકેહ, તબ હું તુજ
અનુકંપા અર્થેહ ૬૦
તેનો ઉષ્ણુ તેજુ હણુવા ન્હાલ, મુકી શીતલ
તેજુ અશ રાલ
ત્યારે બાલ તપસ્વી ચિત્ત ઠાણી, ઉષ્ણુ તેજુ
હણાણી જાણી ૬૧
પીડ તુજ તનુ નવી દેખેહ, ઉષ્ણુ તેજુ લેશ્યા
સંહેરહ
ત્યારે મુજ પ્રતે બોલ્યો વાય, જાણ્યા જાણ્યા હે
ભગવંત તાય ૬૨

દોહરા

તે અવસર ગોશાલ તે સાંભલ વચ મુજપાશ
બીહયો પાવત પામીયો, અતી ભણુ મન ત્રાશ ૬૩
મુજ પ્રતે વંદન નમણુ કરી, એમ બોલ્યો
અવલોચ
સંક્ષિપ્ત વીસ્તીર્ણ પ્રભુ, તેજુ લેશ્યા કેમ હોય ૬૪
તે અવશર હું ગોયમા, ગોશાલા પ્રતી તાહી
તેહ મંખલી પુત્ર પ્રતિ, બોલ્યો એહ વીધ વાય ૬૫

એક મુંઠી ઉડદે કરી, વળી જે ઉષ્ણુ જલેહ
એક પુશલી તપ છઠ્ઠ છઠે, અન્તર રહીત કરે હ ૬૬
ઉંચી બાંહ્ આતાપના, સુર્ય સન મુખ લેહ
તસુ છોડે છ માશરે, તેજુ લેશ્યા લહે તેહ ૬૭
ગોશાલક તે અવશરે, એ મુજ અર્થ પ્રતેહ
સમ્યક પ્રકારે વીષય કરિ, અંગી કૃત કરેહ ૬૮
તે અવસર હું ગોયમા, ગોશાલક સંઘાત
અન્ય દીવસ કુર્મ ગ્રામજે, નગર થકી વીખ્યાત ૬૯
સીધાર્થ વલી ગ્રામજે, નગરે આવત તામ
જે તલ ઝાડ મુજ પુછિયો; ઝટ આવ્યો તે ઠામ ૭૦
ત્યારે ગોશાલો મુજ પ્રતે, બોલ્યો એહ વીવાય
મુજને પ્રભુ તમે ત્યારે કહ્યું, તલ નીપજશે તાંહે ૭૧
તેમજ સાત પુષ્પ જીવ ચવી, એક સંગલીમાય
હશે સાત તલ તેહવચ, મિથ્યા પ્રત્યક્ષ દીખાય ૭૨
તે તલ ઝાડ ન નીપનો, સાત પુષ્પના જીવ
ચવી સાત તલ ન થયા, એક સાંગલીમાં અતીવ ૭૩
તે અવશર હુ ગોયમા, ગોશાલક પ્રતીવાય
બોલ્યો ને મુજ જદ વચન, શ્રધ્યો નહી મનમાય ૭૪
પ્રતીતીયો નહી રોચવ્યો, એહ અર્થ અવલોય
મનમે અશ્રધ્ધ તો છતો, જુઠો પાડવા મોય ૭૫
એ મીથ્યા વાદી હુવો, એમ મન કરી વીચાર
મુજથી પાછો નીકલી, ધીરે ધીરે ધાર ૭૬
જયાં તલ ઝાડ તીહાં આવીને, યાવત એકાંત ઠામ
નાંખ્યો તે ઉપાડને, હે ગોશાલક તાંમ ૭૭

તતક્ષણ વાદલ આકાશે દેખ્ય, પ્રગટ થયો તે વાર
એ વાદલ તે શીઘ્રહી, તેમજ યાવત ધાર ૭૮
તેહ તલના ઝાડની, એક સાંગલી માંહી
તે ઉપજ્યા સાત તલ, જેમ કહ્યુ તેમ તાંહી ૭૯
હે ગોશાલ તેહએ, તલનું ઝાડ નીસ્પન્ન
નથી તે અણુનીપનુ, નીશ્ચય કરી સુજન્ન ૮૦
તેહ સાત પુષ્પ જીવ ચવી, એ તલ ઝાડની જાણુ
એક ફલી ને વીષે, થયા સાત તલ આણુ ૮૧
એમ નીશ્ચય ગોશાલકા, વનસ્પતિ રે માંહી
પકટ્ટ પરિહાર કરે તીકો, મરિ મરિ તસુ તન આય ૮૨

## ટીકા

પરિવૃત્યર મૃત્વાર યસ્તસ્યૈંવ વનસ્પતિ શરીરસ્ય પરિહારઃ પરિભોગ સ્તત્રે વોત્યાદો સો પરિવૃત્ય પરિહારસ્તા

## વાર્ત્તિકા

વનસ્પતિ કહતાં વનસ્પતિના જીવ જે પરિવૃત્યંરક નરી મરીને એહી જ વનસ્પતિના શરીરનો પરિહારક. ાિરિભોગ તે તીહાં ઇજ ઉંપજવુ તે પરિવૃત્ય પરિહાર હીએ તે પ્રતિ પરિહરતિ કહતાં કરો.

### દોહરા

। અવશર ગોશાલ તે, સુજે એમ કહ્યે છતેહ
ે અર્થ શ્રધે નહી, નહી પ્રતીત ન રૂચેહ ૮૩

એહ અર્થ અણુશ્રધ તો, જ્યાં તલ ઝાડ ત્યાં આય
તે તલ ઝાડથી તે તણી, સીગ તોડી તાંય ૮૪
તે તલ સીગ તોડને, કરતલ વીષે જ સોય
સાત તલ કાઢીતદા, પ્રગટપણે સુ જોય ૮૫
તે અવસર ગોશાલને, ગણુતા તે તલ સાત
એહવુ મનમાં ચીંતવ્યું, જાવ સમુત્પન્ન જાત ૮૬
એમ નિશ્ચય સહુ જીવપણુ, પઉટ પરિહાર કરિહ
હે ગૌતમ ગોશાલનુ, પઉટવાદ કહ્યું એહ ૮૭
હે ગૌતમ ગોશાલનુ, મુજ પાશાથી જેહ
આત્મએ કરકે તસુ, પડવુ જુદો કહેહ ૮૮

વર્ત્તિંકા

આયાએ પાઠનો અર્થ વૃતીકાર આયાએ પાઠના બે અર્થ કીયા. ભગવંત કહે મારા પાસાથી આયા એ કહતા આત્માએ કરી અપક્રમ તે જુદો પડયો નીસર્યો અથવા આયાએ કહેતાં આદાય તેજુ લેશ્યાનુ ઉપદેશ ગ્રહણ કરીને જુદો પડયો

ઇતિ આયાએ પાઠનુ અર્થ

તે અવસર ગોશાલતે, એક મુઠી ઉડદેહ
એક કશલી ઉષ્ણો દકે, છઠ યાવત વીચરેહ ૮૯
તે અવસર ગોશાલતે, છ માસે અવલોય
સંક્ષિપ્ત વિસ્તર્ણું તીકા, તેજુ લેશ્યાવંત હોય ૯૦
તે અવશાર ગોશાલ પે, પાર્શ્વનાથના જોય
છ સાધુ ભાગલ હતા, તે આવી મલ્યા સોય ૯૧

ગોશાલાને ગુરૂપણે, પડિવજ્જ રહીતા જેહ
તે સાણે તેમજ સહુ, પુર્વ કહ્યા તેમ લેહ ૯૨
યાવત એ અજીન છતો, પણ જીન શબ્દ ઉચાર
પ્રકાશમાન છતો જ એ, વીચરે છે એહ વાર ૯૩
મોટી પ્રર્ષદાને વીષે, વીર કહી એ વાત
ગોશાલો સુણ કોપીયો, નિજ સંઘ પ્રતિ લે સાથ ૯૪
વીર સમીપે આયને, બોલ્યો એહવી વાય
ભલો કહેરે કાશવા, આછો કહેરે તાય ૯૫
રે કાશવ તુ એમ કહે, મંખલી સુત ગોશાલ
ધર્માન્તે વાસી માંહરો, પણ હું નહીં તે નહાલ ૯૬
મંખલી પુત્રને ગોશાલ તે, ધર્માન્તે વાસી તોય
તે તો કાલ કરી ગયો, સુર લોકે અવલોય ૯૭
મહાકલ્પ ચોરાસી લક્ષ, સપ્ત દેવ ભવસાર
સપ્ત સંયુથા સન્નિ ગર્ભ, સપ્ત પઉટ પરિહાર ૯૮
ઇત્યાદીક નીજ શાસ્ત્રની, વર્તિકા કહી બનાય
જીવ ઉદાઇ નામ હું, પણ ગોશાલો નાંય ૯૯
ગોશાલોરે શરીર વીષે, અમે કીધું પ્રવેશ
સપ્તમ પૌટ પરિહારએ, ઈત્યાદીક જે અશેષ ૧૦૦
ચોર તણો દ્રાષ્ટાંત પ્રભુ, ગોશાલાને દીધ
ત્યારે ગોશાલો બોલીયો, અગલ ડગલબ હુ વીધ ૧૦૧
શ્રવાનું ભુતિ મુનિ તદા, ગોશાલા પાસે આય
ભગવંતને અનુરાગ કરિ, બોલ્યો એહવી વાય ૧૦૨
સમણ માહણ પાસે એકપણ, આર્યવચ ધારેહ
તો પણ તેને વાંદે નમે, યાવત સેવ કરેહ ૧૦૩

તો સ્યું કહેવો ગોશાલ તુઝ, ભગવંત પ્રવજ્યાં દીધ
નિશ્ચય ભગવંત મુંડીયો, શિષ્ય પણે સુપ્રસિધ્ધ ૧૦૪
વૃતિ પણે કરીને વલી, સેંચ્યો ભગવંત તોય
શીખાવી ભગવંત તુજે, તજુ લેશ અવેલાય ૧૦૫
વળી ભગવંત બહુ શ્રત કીયો, ભગવંત થકી જે
સોય
ભાવ અનાર્થ પડિવજ્જિયો, તે માટે અવલોય ૧૦૬
મતી એમ હે ગોશાલ તુજ, કરણ યોગ નહી એહ
તેહીજ છાયા તાહરી, નહી અનેરી જેહ ૧૦૭
સુણ ગોશાલો કોપીયો, તેજુ લેશ્યા કરી તામ
શ્રવાનુ ભુતિ મુનિ પ્રતે, ભસ્મ કીયો તીણ ઠામ ૧૦૮
બીજીવાર ગોશાલ વળી, કઠણ વચન અધિકાય
નષ્ટ વિષ્ટાદીક કહ્યા, તબ સુનક્ષત્ર મુનીરાય ૧૦૯
જેમ શ્રવાનુભુતિ કહ્યો, તેમજ કહ્યો વિચાર
ગોશાલો તબ તેજ કરી, પરિતાપે તહેવાર ૧૧૦
પ્રભુ પૈ આવી વંદી નમ, મહાવ્રત પ્રતિ આરોપ
સંત સત્યાં ને ખામને, કીધો કાળ અકોપ ૧૧૧
ત્રીજીવાર ગોશાલ વળી, પ્રભુ પ્રત્યે નીઠુર વહેહ
ત્યારે પ્રભુ ગોશાલ પ્રત્યે, મુનિ કહ્યો તેમજ કહેહ ૧૧૨
હે ગોશાલા તો ભણી, મે પ્રવજ્યા દીધ
યાવત મે બહુ શ્રતિ કીયો, મ્લેચ્છ ભાવ તે કીધ ૧૧૩
ગોશાલો સુણ કોપીયો, શરીરથી કાઢે તેજ
પ્રભુ શરીર પરિતાપે તદા, પણ તનુ નહી પેસેજ ૧૧૪

ગોશાલાના શરીર વીષે, પાછી પેઠી આય
લાગી અગ્ન શરીર મેં, બોલ્યો પ્રભુ પ્રતિવાય ૧૧૫
છદમસ્થ થકો છ માંસમાં, કાશવ કાલકરેહ
પ્રભુ કહે હું વર્ષ સોલલગ, ગંધ હસ્તી
જેમ વીચરે હ ૧૧૧
તે મુકી તે જ તિકા, પેઠી તુજ શરીર નીહાળ
તેથી સાતમી રાત્રી મઝે, તુ કરસી છદમસ્થ કાળ ૧૧૭
પુર મેં લોકો કહે બંન્ને જીન, બોલે
માંહો માંહે વાય
કોણ સાંચો જુંઠો કોણ, આશ્ચર્ય એ અધિકાય ૧૧૮
ગોશાલો નિજ સ્થાન જઇ, સાતમી રાત્રી સુવીચાર
સમ્યકત પામી આત્માનિંદ, કાલ કીયો તેહ વાર ૧૧૯
પ્રભુ વેદના છ માશ સહી, પછી કોલા પાક
લીધો તનુ પ્રાકૃચ વધ્યો, પ્રભુજી હો ગયા ચાક ૧૨૦
ગોયમ ત્યારે બે મુની તણી, ગતી વળી પુછેહ
અંતે વાશી આપરો, કુશિષ્ય ગોશાલક જેહ ૧૨૧
કાલ કરી ને કીંહા ગયો, પ્રભુ ભાખ્યો સુવીશાલ
અંતે વાસી માંહરો, કુશિષ્ય ગોશાલક નીહાલ ૧૨૨
શ્રમણ ઘાતક છદમસ્થ થકી, કાલ કરી સુજગીસ
અચ્યુત કલ્પે ઉપન્યો, સ્થિતી સાગર બાવીસ ૧૨૩
ભગવતી સતક પનરમે, છે બહુ તો વિસ્તાર
અહીયા સંક્ષેપથી કહ્યો, ગોશાલક અધિકાર ૧૨૪
કહો સુત્રમે તેમજ કહ્યું, હવે તેનો કહીયે ન્યાય
પ્રભુ શિષ્ય કીયો ગોશાલને, વળી બચાવ્યો તાય ૧૨૫

ગોશાલાની વારતા, પ્રભુજી મૂળથી ખ્યાત
માસ માસ તપ બીજે વર્ષ, મે કીધો સુવીખ્યાત ૧૨૬
પ્રથમ માસને પારણે, વીજય તણે ઘર કીધ
ગોશાલો કહ્યો આપ ગુરૂ, હુ તુજ શિષ્ય પ્રસિધ્ધ ૧૨૭
તેને અંગીકાર મે નવી કીધો, બીજે માશને જાણુ
પારણે ગોશાલે કહ્યું તીણુહી જ રીત પીછાણુ ૧૨૮
અંગીકાર ન કીધો તદા, ત્રીજે માસરે જેહ
પારણે વળી ગોશાલ કહ્યું, પણ મેં અગી કૃત ન કરેહ ૧૨૯
જો શિષ્ય કરવાની રીતે હુવે, તો પ્રથમ વાર હી પેખ
અંગીકાર કરતા પ્રભુ, ન્યાય વીચારી દેખ ૧૩૦
ચોથે માસને પારણે તેમજ કહ્યું ગોશાલ
મુજ ધર્માચાર્ય તમે, હુ ધર્મ અંતે વાશી નીહાલ ૧૩૧
મે અંગીકાર કીધો તસુ, એમ કહ્યો સુત્ર વિષેહ
વૃતિકાર એહવો કહ્યું, સાંભલ જો ચિત્ત દેહ ૧૩૨

ગીતક છંદ

અક્ષીણ રાગ પણા થકી, પરિચય કરીને જાનીયં
દોષત સ્નેહ અનુકંપના, સદ ભાવથા પીછાનીયં
અથવા અનાગત દોષના, અજાણવાથી આદતં
વળી અવસ્ય ભાવી ભાવથીજ, અજોગ પ્રતિઅંગી કૃતં

દોહરા

અક્ષીણ રાગ પણે કરી, અંગીકાર પ્રતિખ્યાત
તે રાગ ભાવ મેં ધર્મ કેમ, સમજો સુગણ સુજાત ૧૩૪

વળી પરિચય કરીને કહ્યો ઇષત સ્નેહ અનુકંપ
એહ કાર્ય સારો હુવે, તો એ વીધ કેમ પયંમ્પ ૧૩૫
અક્ષીણ રાગપણા વિષે, પરિચા વિષય સુજોય
સ્નેહ અનુકંપાને વિષે, ભલો કાર્ય કેમ હોય ૧૩૬

વળી અનાગત દોષના, અજાણપણાથી જોય
અંગીકાર કીધો કહ્યો, તે દોષ કયો અવલોય ૧૩૭
એ તલ નીપજસે કહ્યો, તેણે નાંખ્યો તરત ઉપાડ
હીંસા જીવોની થઇ, એ અવગુણ અવધાર ૧૩૮
વલિ લબ્ધિ ફોડ ગોશાલનો, રક્ષણ કીધો તાય
તેણે બહુ મીથ્યાત વધારીયો, એ પણ
અવગુણ થાય ૧૩૯

વળી તેજુ લેશ્યા પ્રતે, શીખાવી ભગવાન
તે લેશ્યા એ મુનિ હણ્યા, એ પણ અવગુણ જાન ૧૪૦
વળી પ્રતાપના પ્રભુ ને કરી, તેજુ લેશ્યા કરેહ
વેદના અતિ છ માશ સહી, પ્રત્યક્ષ અવગુણ એહ ૧૪૧
વળી તલ ઝાડ નીપજ્યો, એમ કહ્યો ભગવાન
તત્ક્ષણ તેણે ઉપાડયો, એ પણ અવગુણ જાન ૧૪૨
એમ અનાગતે દોષના, અજાણપણાથી નીહાલ
પ્રભુ છદમસ્થપણે કીધો, અંગી કૃત ગોશાલ ૧૪૩
જો એ અવગુણ જાણતા, તો કેમ કરે અંગીકાર
પણ ઉપયોગ દીધો નહીં, વારૂં ન્યાય વીચાર ૧૪૪
જો અપર અનાગત દોષ હુવે, તો કહીયે તસુ નામ
પ્રગટ વૃતિમાં આખીયો, દોષ અનાગત તામ ૧૪૫

કોઇ કહે ગોશાલને, અંગીકાર કૃતખ્યાત
પણ દીક્ષા દીધી ઇસો, કીહાં પાઠ અવદાત ૧૪૬
અવાનુભુત્તિ મુની કહ્યો, હે ગોશાલા તોય
પ્રવર્જ્યા દીધી પ્રભુ, વળી પ્રભુ મુંડયો સોય ૧૪૭
વૃતિપણે સેવો પ્રભુ, શીખાવ્યો ભગવાન
વલિ બહુ શ્રુતિ પ્રભુ કીયો, પ્રગટ પાઠ પહીછાન ૧૪૮
એમજ સુનક્ષત્ર મુનિ કહ્યો, એમ પ્રભુ કહ્યો પ્રસિદ્ધ
હે ગોશાલા તો ભણી, મેજ પ્રવર્જ્યા દીધ ૧૪૯
યાવત મે બહુ શ્રત કીધો, મુજ સેતી એહવાર
ભાવ અનાર્ય પડી વર્જ્યો, એમ ભાખ્યો જગતાર ૧૫૦
ત્યારે ગોશાલે જીન ઉપરે. મુંકી તેજુ લેશ
પ્રભુ છ માશ લગી સહી, વેદના અધીકી વીશેષ ૧૫૧
જે છ માશ થયા પછી, પ્રભુ શરીર થયો નીરામ
ગૌત્તમ પુછયો કુશિષ્ય તુજ, મર ઉપજ્યો
કોણ ઠામ ૧૫૨
પ્રભુ કહ્યો અંતેવાસી મુજ, કુશિષ્ય ગોશાલ જગીશ
અચ્યુતકલ્પે ઉપજ્યો, સ્થિત સાગર બાવીશ ૧૫૩
નવમે સતકે ભગવતી, તેત્રીશમે ઉદેશ
ગૌત્તમ પુછયો વીરપ્રતિ, સાંભલજો સુવીશેષ ૧૫૪
અંતેવાસી કુશિષ્ય તુજ, જમાલી અણગાર
કાલકરી કહાં ઉપજ્યો, પ્રભુ ભાષે તહેવાર ૧૫૫
અંતેવાસી કુશિષ્ય મુજ, જમાલી અણગાર
લંતક કલ્પે ઉપજ્યો, કિલ્વિષ પણે વિચાર ૧૫૬

જમાલી ને કુશિષ્ય કહ્યો, તેમજ કુશિષ્ય ગોશાલ
તે માટે બેહુ શિષ્ય હતા, જુઓ નયણુ નિહાલ ૧૫૭
અંતે વાસી બંન્ને ભણી, આખ્યા શ્રીજગન્નાથ
વળી કુશિષ્ય બન્નેને કહ્યા, જુઓ તજ પક્ષપાત ૧૫૮
કપુત કહીયે પૂત ધુર, તેહી જ રીત પીછાણુ
કુશિષ્ય કહેવે શિષ્ય ધુર, સમજો ચતુર સુજાણુ ૧૫૯
અંગીકૃત આખ્યો પ્રથમ, શ્રવાનુ ભુતિ ખ્યાત
કહ્યો સુનક્ષત્ર મુનિ વળી, પુન પ્રભુ કહ્યો વિખ્યાત ૧૬૦
તેને કુશિષ્ય કહ્યો વળી, એ પંચમ ઠામ પહીછાન
દીક્ષા ગોશાલા તણી, દેખોજી બુદ્ધીવાન ૧૬૧
નવમે ઠાણે વૃતિ મેં, જીન છદમસ્થ સુજોય
દીક્ષા ન દીયે એમ કહ્યો, શિષ્ય વર્ગને સોય ૧૬૨
અથ ઠાણુાંગ નવમે ઠાણે ટીકામે કહ્યો છે તીર્થંકર
છદમસ્થ થકા દીક્ષા ન દીયે તે ગાહા લખીએ છૈયે
ન પરોવએ સિયા નય, છઉ મત્થા પરોવએ
સંપિ દિવિનય સીસ વગ્ગાં, દિરકન્તિજીણા જહા સવ્વે
કેવલ ઉપજ્યાં વીના, દીક્ષા દીધી આપ
અક્ષીણુરાગ પણે કરા, પરીચય સ્નેહ પ્રતાપ ૧૬૩
વલી અજાણુ પણાથકી, જેહ અનાગત દોષ
વૃત્તિકાર પણ એમ કહ્યો, તો મુજથી કયુ અફસોસ ૧૬૪
અજોગને અંગીકાર કૃત, એમ કહ્યું વૃત્તિકાર
જે દિક્ષા દેવા યોગ્ય નહી, તેહ અજોગ વીચાર ૧૬૫
અક્ષીણ રાગપણે કહ્યો, તે રાગ ભાવરે માંહી
આણુાં કેવલીની અછે, અથવા આજ્ઞા નાંહી ૧૬૬

વલી પરિચય કરિને કહ્યો, તે પરિચય પહિછાન
સારો છે અથવા બુરો, ન્યાય વિચાર સુજાન ૧૬૭
ઇષત સ્નેહ ગર્ભાનુકમ્પ, સભાવથી અવલોય
અંગીકૃત કહ્યું વૃત્તિમેં, તાસ ન્યાય હવે જોય ૧૬૮
જે અનુકમ્પાને વિષે, સ્નેહ રહ્યો છે તોય
સ્નેહ ગર્ભ અનુકંપ તે, મોહ અનુકંપ કહાય ૧૬૯
ભાવે સ્નેહ અનુકંપ કહો, ભાવે મોહ અનુકંપ
શ્રી જીન આજ્ઞા બહાર છે, સાવદ્ય તે પ્રપંચ ૧૭૦
મોહ કર્મના ઉદયથી, સ્નેહ રાગ એ હોય
તેથી સ્નેહ અનુકંપને, મોહ અનુકંપા જોય ૧૭૧
સ્નેહ કોઇથી કરવો નહીં, ભાખ્યો શ્રીજીનરાય
ઉત્તરાધ્યેયન આઠમેં, બીજી ગાથામાંય ૧૭૨
ઇષત સ્નેહ અનુકંપ કહી, તે અનુકંપા સોય
સાવધ પાપ સહિત છે, અથવા નિર્વંધ જોય ૧૭૩
જો નિર્વંધ અનુકંપએ, તો ઇષત કયું ખ્યાત
પૂરણ કૃપા કરિ પ્રભુ, એમ કહેતા અવદાત ૧૭૪
ઇષત સ્નેહ અનુકંપએ, જો સાવધ છે સોય
તો સાવધમાં ધર્મ નહી, હૈયે વીચારી જોય ૧૭૫
ઈષત લોભ ભલો નહીં, ઈષત ભલો ન માન
ઈષત માયા નહી ભલી, તેમ ઈષત સ્નેહ જાન ૧૭૬
ઇષત ઝુઠ ભલો નહી, ઇષત ભલો ન ક્રોધ
ઇષત અદત ભલો નહી, તેમ ઇષત સ્નેહ અશુદ્ધ ૧૭૭
ગોતમને જીન સ્નેહથી, અટકયો કેવલ જ્ઞાન
તો ગોશાલાના સ્નેહથી, ધર્મ પુણ્ય નહી જાન ૧૭૮

કાલ અનાગત દોષ પણ, વૃત્તિકાર આખ્યાત
તો પ્રશંસવા યોગ્ય એ, કાર્ય કેમ કહાત ૧૭૯
હોણુહાર નિશ્ચય હતુ, ટાલ્યો નહી ટલંત
તે કારણ ગોશાલને, દીક્ષા દીધી ભગવંત ૧૮૦
વૃત્તિકાર પણ એમ કહ્યો, તમને પણ તે રીત
કહીવુ તેહીજ ઉચીત છે, વારૂં વચન વદીત ૧૮૧
કોઇ કહે એ વૃત્તિને, તમે ન માનો કોય
તો વાત વૃત્તિની કેમ કહો, હવે ઉતર અવલોય ૧૮૨
ભગવતી શતક અઠારમે, પ્રભુજી ભણી પ્રત્યક્ષ
સોમીલ પ્રશ્નન પુછીયા, શરસવ ભક્ષ અભક્ષ ૧૮૩
જીન કહ્યો જે બ્રાહ્મણ તણા, શાસ્ત્ર વિષે આખ્યાત
સરસવના બે ભેદ છે, ઈત્યાદીક અવદાત ૧૮૪
તો બ્રાહ્મણના શાસ્ત્ર પ્રતે, શ્યું માન્યું જગન્નાથ
પણ તેહને સમજાયવા, તેના મતની કહી વાત ૧૮૫
તેમ મલતી એ વાર્તા, વૃત્તિ તણી આખ્યાત
જે વૃત્તિ માને તેહને, સમજાવા કહી વાત ૧૮૬
વળી પ્રભુ ગોશાલા તણી, અનુકંપા ચિન્તલાય
શીતલ તેજુ ફોડવી, રક્ષણ કીધો તાય ૧૮૭
વૃત્તિકાર એમ આખીયો, તેહ સરાગ પણેહ
એક દયાના રસ થકી, રક્ષણ કીધો એહ ૧૮૮
બે મુનિને ન બચાવસી, ત્યારે વીતરાગ ભાવેહ
લબ્ધિ અણફોડવા થકી, અવશ્ય ભાવી એહ ૧૮૯
અહીયા સરાગ પણ કહ્યો, તે સરાગપણાની માંય
ધર્મ પુણ્ય કીણવીધ હુવે, જુઓ વીચારી ન્યાય ૧૯૦

સરાગપણો કહીને પછી, દયા એક રસખ્યાત
જેવો સરાગપણો હુવે, તેવી દયાએ થાત ૧૯૧
સરાગ ભાવ નીર્વંદ્ય નહી, તેમ દયા ન નિર્વંદ્ય એહ
બંન્ને સાવદ્ય જાણવા, ન્યાય વિચારી લેહ ૧૯૨
એ સાધુ નવી રાખિયા, તે વીતરાગ ભાવેહ
દયાવંત પણ ત્યારે હતા. પિણ સાવદ્ય દયાન તેહ ૧૯૩
વીતરાગ થયા પછી, ભાવ સરાગ ન હોય
તેમ વીતરાગ થયા પછી, સાવદ્ય દયા ન કોય ૧૯૪
કોઈ કહે સાવદ્ય દયા, કીહાં કહી છે તામ
ન્યાય કહું છું તેહનો, સાંભળો ચિત્ત રાખી ઠામ ૧૯૫
હેમિ નામ માલા વિષે, આઠ દયાના નામ
દયા શૂક કારૂણ્ય વળી, કરૂણા, ઘૃણા જુતામ ૧૯૬
કૃપા અને અનુકંપ કુન, વલી અનુકોશ કહાય
નામ એકાર્થ આઠએ, તૃતીય કાંડની માંય ૧૯૭
અથ હેમી નામ માલામાં આઠ દયાના નામ
કહ્યા તે લખીયે છૈયે

॥ સુરતોય દયા, શુક; કારૂણ્યં, કરૂણા, ઘૃણા,
કૃપાનુ કમ્પાનુ કોશો ॥

જીન રીખ સામો જોઈયો, રતનદ્વીપની જેણ
દેવીની કરૂણા કરી, જ્ઞાતા નવમે અધ્યેયન ૧૯૮
કરૂણા નામ દયા તણો, તે માટે સુવિચાર
એ દયા સાવદ્ય છે, શ્રી જીન આજ્ઞા બહાર ૧૯૯
ઉત્તરાધ્યેયન બાવીસમેં નેમનાથ ભગવાન
જીવ જોઇ અનુકોશ મન, પાઠ વિષે પહીછાન ૨૦૦

અનુક્રોશ તે કરૂણા કહી, અભિચુરી મે અર્થ
તે માટે કરૂણા દયા, નિર્બંધ એહ તદર્થ ૨૦૧
તેથી ભાવ સરાગની, દયા જ સાવધ સોય
અષ્ટા દશમે જોઇલો, દશમુ રાગ સુજોય ૨૦૨
લબ્ધિ અણફોડવવા થકી, વીતરાગ ભાવેહ
એ સાધુ નવિ રાખસ્યે, એપણ વૃત્તિ વિષેહ ૨૦૩
તેથી સરાગ ભાવ કરી, શીતલ તેજુ લેશ
લબ્ધિ ફોડવી રાખીયો, ગોશાલક સુવિશેષ ૨૦૪
ગોશાલક હણવા ભણી, બાલ તપસ્વી જેહ
ઉષ્ણ તેજુ લેશ્યા પ્રતે, મુંકી પાઠ વિષેહ ૨૦૫
તેભગવંત અનુકંપ કરી, લેશ્યા શીતલ તેહ
મુકી ગોશાલક ભણી, રક્ષણ કરણ કહેહ ૨૦૬
ઉષ્ણ તેજુ લેશ્યા કહી, શીતલ તેજહી લેશ
તેજુ લેશાએ બેહું કહી, પાઠ વિષે શુ વિશેષ ૨૦૭
ઉષ્ણ તેજ લેશ્યા પ્રતે, તાપસ મુંકી સોય
લેશ્યા શીતલ તેજ પ્રતિ, પ્રભુ મુંકી અવલોય ૨૦૮
તેથી તેજુ લબધિ પ્રતિ, ફોડીને ભગવાન
ગોશાલાને રાખીયો, છદમસ્થ થકાં પીછાન ૨૦૯
કેવલ જ્ઞાન થયા પછી, લબ્ધિ ફોડવણી નાહી
બહુ ઠાર્ગે વર્જીપ્રભુ, જુઓ સુત્રની માંહિ ૨૧૦
પદ છત્રીસમે પન્નવણા, વૈક્રીય લબ્ધિ જ તાય
ફોડયાં ક્રિયા જઘન્ય ત્રણ, ઉત્કૃષ્ટ પંચહી પાય ૨૧૧
એમજ આહારિક લબ્ધિ પ્રતિ, ફોડયાથી પહીછાન
જઘન્ય ત્રણ ક્રીયા કહી, ઉત્કષ્ટ પંચહી જાન ૨૧૨

એમજ તેજુ લબ્ધિ પ્રતિ, ફોડે તેહને જોય
જઘન્ય ત્રણ ક્રીયા કહી, ઉત્કૃષ્ટ પાંચ જ હોય ૨૧૩
તેજુ લબ્ધિ જે ફોડવી, પ્રભુ છદ્મસ્થ પણેહ
કેવલ લહ્યાં ક્રીયા કહી, વૈક્રીયની પરે એહ ૨૧૪
સરાગ ભાવ કરી કાર્યકૃત, તાસ થાપ સ્યુ હોય
કેવલ લહ્યાં પછી કહ્યો, તાસ થાપે છે સોય ૨૧૫
કોઇ કહે અનુકંપ કરિ, પ્રભુ રાખ્યો ગોશાલ
તે માટે અહીયા ધર્મ છે, ઉત્તર તાસ નીહાલ ૨૧૬
વૃદ્ધ તણી અનુકંપ કરિ કૃષ્ણે ઇંટ ઉપાડ
તેને ઘેર મેલી કહી, અન્તગડે અધિકાર ૨૧૭
સુલસાંની અનુકંપ કરિ, પુત્ર દેવકીનાં જ
મુંકયા હરણુ ગવેષિસુર, સુત્ર અન્તગડ સાજ ૨૧૮
પથ્ય ધારણી ભોગવ્યો, ગર્ભ અનુકંપાઆણુ
અભય અનુકંપા સુરકરી, દોહલો પુર્યો જાણુ ૨૧૯
હરકેશી મુનીવર તણી, અનુકંપા કરિયક્ષ
રૂધિર વમંતા છાત્રકૃત, ઉત્તરાધ્યયન પ્રત્યક્ષ ૨૨૦
વલિ મુનિની વ્યાવચ અર્થ, છાત્રાં ને દુઃખ દેહ
તે પણ સાવધ જાણવી, તેમ અનુકંપ કહેહ ૨૨૧
અનુકંપા ત્રસજીવની, આણીને મુનીરાય
બાંધે બાંધતા પ્રતિ, અનુમોદ્યાં દંડઆય ૨૨૨
એમજ છોડે છોડતાં પ્રતિ, મુનિજે અનુમોદેહ
નિસીથ ઉદ્દેશે બારમે, દંડ ચોમાસી કહેહ ૨૨૩
અનુકંપા એ સહુ કહી, પાઠ વિષે પહિછાણુ
જિન આજ્ઞા નહિ તેહમેં, તેથી સાવદ્ય જાણુ ૨૨૪

તેમ પ્રભુ ગોશાલાતણી, અનુકંપા ચિત્તઆણ
તેજુ લબ્ધિ ફોડવે, તેથી સાવદ્ય જાણ ૨૨૫
આહારિક લબ્ધિ ફોડવે, અધિકરણ કહ્યો તાસ
સતક સોલમે ભગવતી, પ્રથમ ઉદ્દેશ વિમાસ ૨૨૬
વૈક્રીય લબ્ધિ ફોડવે, કહ્યો વિરાધક તાહિ
ભગવતી તીજે શતકમે, ચોથે ઉદ્દેશામાંહી ૨૨૭
જંગા વિદ્યાચારણા, લબ્ધિ ફોડવી જાય
તે થાનક વિન પડિકમ્યાં, કહ્યા વિરાધક તાય ૨૨૮
ભગવતી ગોતમ ગુણ મજે, તેજુ લેશ્યા પ્રતિતાહિ
સંકોચે તે ગુણ કહ્યા, ફોડયાં ગુણ કહ્યો નાહિ ૨૨૯
ઇત્યાદીક બહુ સુત્રમે, તેજુ વૈક્રીય આદ
મુનિને લબ્ધિ ન ફોડણી, જુઓ ધર અહલ્લાદ ૨૩૦
જો લબ્ધિ ફોડ ગોશાલને, રાખ્યાં ધર્મ જ હોય
તો બે મુનિ પ્રતિ રાખ્યા ન કર્યું, ન્યાય વિચારી જોય ૨૩૧
જ્યારે કહે બે મુનિવર તણો, મૃત્યુ જાણ ભગવાન
તે કારણ રાખ્યા નહિં, હવે તસુ ઉત્તર જાણ ૨૩૨
વૃત્તિકાર તો એમ કહ્યો, વીતરાગ ભાવેહ
લબ્ધિ અણ ફોડયાં થકી, વલી અવશ્ય ભાવી છે એહ ૨૩૩
શીતળ તેજુ લબ્ધિ પ્રતિ, અણ ફોડવાથી ખ્યાત
તેથી શીતળ તેજુ પણ, કેમ ફોડે જગન્નાથ ૨૩૪
જો પ્રભુ બે મુનિવર તણો, જાણ્યો મૃત્યુ જીવાર
તો મુનિ ગૌતમ આદિત્યાં, કર્યું નહિ કીધી સાર ૨૩૫
ગૌતમ આદિ વિષે હતી, શીતળ તેજુ લેશ
ત્યાં લબ્ધિ ફોડ રાખ્યા ન કર્યું, બે મુનિ પ્રતિ
સુવિશેષ ૨૩૬

ત્યારે કહે ગૌતમ આદિ પ્રતે, વર્જ્યાં પ્રભુજી તાય
તેથી મુનિ રાખ્યા ન બે, સાંભળો તેહનો ન્યાય ૨૩૭
પ્રભુ તો આનંદ ને કહ્યો, તું મુનિ પ્રતે કહેહ
ધર્મ પ્રતિ ચોયણ મત કરો, ગોશાલકથી જેહ ૨૩૮
પણ મુનિ પ્રતે ન બચાવણા, એમ તો આખ્યો નાંય
તેથી ગોતમ આદી જે, મુનિ નહિ રાખ્યા કાંય ૨૩૯
પિણ જે લબ્ધિ ફોડણ તણી, શ્રીજીન આજ્ઞા નાંય
તેથી સીતલ તેજુ પ્રતિ, કેમ ફોડે મુનિરાય ૨૪૦
લબ્ધિ ફોડ ગોશાલને, રાખ્યો શ્રી ભગવાન
ત્યારે છદમસ્થ પણે હતા, મોહ સ્નેહ વશજાન ૨૪૧
જળથી નાવ ભરી જતી, જોઇને મુનીરાય
ગહસ્થી પ્રતે બતાવવી નહી, બીજા આચારંગ માંય ૨૪૨
ડુબે આપ અને વલી, જે ડુબે બહુ જીવ
તેની અનુકંપ કરે નહી, રહે સમ ભાવ અતીવ ૨૪૩
માત બચાવા ઉઠીયો, ચુલણિપિયા પીછાણ
તેનો પોષો ભાગો કહ્યો, સાતમા અંગે જાણ ૨૪૪
મિથિલા બળતી જોઇ નેમિ, સામો જોયો નાંહી
જુઓ ઉત્તરાધ્યેયનમે, નવમે અધ્યયને તાહી ૨૪૫
દશ વૈકાલિક સાતમે, દેવ મનુષ્ય તીર્યંચ્ય
વિગ્રહ લડતા પરસ્પર, જોઇને મુનિસચ્ચ ૨૪૬
એહુની હોવે જીત વળી, એની હોવે હાર
એહવુ ન ધારે મહામુની, હિવે તસુ ન્યાય વિચાર ૨૪૭
હાર જીત નવિ વંછવી, તોતાસ વિચે પડે સંત
કેમ કરાવે હાર જય, જુઓજી મતિ વંત ૨૪૮

છેદે હરશમુનિ તણી, કીયા વેદને ખ્યાત
શતક સોલમેં ભગવતી, ત્રીજા ઉદ્દેશ સજાત ૨૪૯
આજ્ઞા શ્રીજીનવર તણી, જે કાર્ય મેં નાંય
તે કાર્ય કીધા છતાં, ધર્મ પુણ્ય કેમ થાય ૨૫૦
તેમજ લબ્ધિ ફોડણુ તણી, શ્રીજીન આણુન દેહ
ધર્મ પુણ્ય કેમ તેહમેં, ન્યાય વિચારો એહ ૨૫૧
કોઇ કહે છદમસ્થ પ્રભુ, ફોડી લબ્ધિ જે હવાર
દંડ લિધો સ્યું તેહનો, હવે તેનો ઉત્તર સાર ૨૫૨
રાજમતીને બોલીયો, વિષય વચન રહનેમ
પ્રાયશ્રિત ચાલ્યો ન તસુ, પિણ લીધો હશે ઘરપ્રેમ ૨૫૩
જળ વિચ પાત્રી નાવ જેમ, આદ્ર મુતે રૂષી કીધ
પ્રાયશ્ચિત ચાલ્યો ન તસુ, પણ લીધો હુસે પ્રસીદ્ધ ૨૫૪
મોહ વશે સીહો મુની, રોયો મોટે સાદ
પાયશ્ચિત ચાલ્યો ન તસુ, પણ લીધો હશે સંવાદ ૨૫૫
ધર્મ ઘોષના સંત જે, આવી ચોટા માંહી
નાગ શ્રી હેલી નીંદી, તેનો દંડ ચાલ્યો નાંહી ૨૫૬
હણુસે હય નૃપ સારથી, નામ સુમંગલ સંત
પાયશ્ચિત ચાલ્યો ન તસુ, શતક પંદર મે ઉદંત ૨૫૭
કોઇ કહે આલોયણા, પડિકમણા કહી તાસ
તેથી એ દંડ તેહનુ, હવે ઉત્તર સુ વિમાસ ૨૫૮
ચર્મ સમયનુ પાઠ એ, ખંધક ધન્નો આદિ
બહુ મુનિનો સમુચ્ચય કહ્યો, તેમ એ પણ સંવાદ ૨૫૯
જંગા વિદ્યા ચારણા, તસ્સ ઠાણુસ્સ સોય
આલોઇ પડીકમીય, એહવો પાઠ સુ જોય ૨૬૦

લબ્ધિ ફોડી તે સ્થાન પ્રતિ, આલોવી ગુણુવંત
વલી પડીકમે તે મુનિ, પદ આરાધક હુંત ૨૬૧
મુની સુમંગળ સ્થાનકે, તસ્સ ઠાણુસ્સ નાંહી
તેણુસું લબ્ધિ ફોડણુ તણો, દંડ કહ્યો નહી તાહી ૨૬૨
પણુ નૃપ હય અરૂ સારથી, હણુસે, દંડ જ તાસ
તેહ મુની લેશે સહી, કહ્યું સ૦ત્ર૮ સિદ્ધવાસ ૨૬૩
ઇત્યાદીક બહુ ઠામ હી, પ્રાયશ્ચિત ચાલ્યો નાંહી
પણુ લીધા હશે મહામુની, ગુણી દેખોજી દીલમાંહી ૨૬૪
તેણુ લબ્ધિ જે ફોડવે, તાશ ક્રીયા ત્રણુ પંચ
કેવલ લહ્યા કહ્યો પ્રભુ, તીણુસુ દંડ સુસંચ ૨૬૫
કલ્પાતીત હતા પ્રભુ, છે એ સાચી વાણુ
પણુ કોણુ ગુણુ ઠાણે તિકે, કહીયે ચતુર સુજાણુ ૨૬૬
પ્રભુજી ચરિત્ર લીધા પછી, શ્રેણી ચઢયા પહલાંજ
સાતમે ગુણુ છઠ્ઠે વલી, બે ગુણુ ઠાણુ સમાજ ૨૬૭
સાતમા ગુણુ ઠાણા તણી, ઉત્કષ્ટી અવલોય
અંતર મુહુરત સ્થિતિ છે, છઠ્ઠે બહુ સ્થિત જોય ૨૧૮
છઠ્ઠા ગુણુ ઠાણા વિષે, આખી ચાર કષાય
છલેશ્યા સંજ્ઞા ચિહું, અશુભ જોગ પણુ આય ૨૬૯
પરિચય સ્નેહ અનુકંપ કરી, અક્ષીણુરાગ પણેહ
સરાગ ભાવ વળી લબ્ધિનુ, ફોડવવુ પણુ લેહ ૨૭૦
પ્રથમ છઠ્ઠા ગુણુ ઠાણુના, પ્રગટ ભાવ એ પેખ
નિર્વંધ કેમ કહીયે તસુ, ન્યાય વીચારી દેખ ૨૭૧
જેહ કાર્યની કેવલી, આજ્ઞા ન દીયે કોય
ધર્મ પુણ્ય નહી તેહમેં, હીયે વીમાસી જોય ૨૭૨

જેહ કાર્યની કેવલી, આજ્ઞા દેવે આપ
ધર્મ પુણ્ય છે તેહમેં, તીહાં નહીં કીચ્ચિત પાપ ૨૭૩
કોઇ જીન આજ્ઞામેં પાપ કહે, ધર્મ જીન
આજ્ઞા બહાર
એઉ વિધ અશુદ્ધ પરૂપવે, કેમ પામે ભવપાર ૨૭૪
જીન ધર્મ જીન આજ્ઞા દીયે, જીન ધર્મ
શીખાવે આપ
જે ધર્મ કહે આજ્ઞા વિના, તે કોણ પરૂપ્યો થાપ ૨૭૫
આજ્ઞા બહારે ધર્મનો, કોણ ધણી અવલોય
હાથ જોડી પુછયાં થકાં, કોણ આજ્ઞા દે સોય ૨૭૬
દેવ ગુરૂ તો મૌન રહે, નહીં અનુમોદે અશંમાત
તો આજ્ઞા બાહીર ધર્મની, ઉત્પતિનો કોણ નાથ ૨૭૭
સંવર ને વલી નીજરા, બે પ્રકારે ધર્મ
જીન આજ્ઞા મેં એ બેઉ, તેથી શીવ સુખ પર્મ ૨૭૮
બે પ્રકારે ધર્મ વલી, શ્રુત વલી ચારીત્ર પીછાણ
જીન આજ્ઞાએ બે વિષે, સમજો સુગણ સુજાણ ૨૭૯
પાંચ મહાવ્રત સાધુના, શ્રાવકના વ્રત બાર
જીન આજ્ઞામાં એ બેઉ, આજ્ઞા બહાર અસાર ૨૮૦
તેથી જૈન આજ્ઞા તણી, રાખો સુગણ પ્રતીત
ધર્મ જીન આજ્ઞા ધારિયો, તે ગયા જન્મારો જીત ૨૮૧

## અથ હિત સિક્ષા

દુઃખ બહુ નરક નિગોદના, સહ્યા અનંતિવાર
ધર્મ જીન આજ્ઞા શિરધરે, થાય તાસ નિસ્તાર ૨૮૨

મનુષ્ય જન્મ દોહિલો લહ્યો, લહી સામગ્રી સાર
પાંચ મહાવ્રત આદરી, આરાધ્યાં ભવપાર ૨૮૩
જો ચારીત્ર ધર્મ લઈ નહી શકે, તો
શ્રાવકના વ્રત બાર
નિર અતિચારે પાલિયાં, પામે ભવ દધિપાર ૨૮૪
જો બાર વ્રત લઇ ન શકે, તો સમદ્રષ્ટ ઉદાર
દેવ ગુરૂ ધર્મ ઓલખ્યાં, સુખ પામે શ્રીકાર ૨૮૫
જો પુરી સમજ પડે નહી, તો ગુણવંતના ગુણ ગાય
કોઇક રસાયણ આવીયાં, પાતિક દુર પુલાય ૨૮૬
પોતે વ્રત પાલે નહી, પાલે જ્યાંથી દ્વેષ
એવડો મુર્ખ તેને કહ્યો, પહેલો આચારંગ દેખ ૨૮૭
ગુણવંતની નીંદા કીધા, કર્મ તણું બંધ હોય
તે કર્મથી દુઃખ લહે, નરક નિગોદે સોય ૨૮૮
તેહુથી હિત સિક્ષા ભલી, ધારે સુગણ સુજાણ
રાગ દ્વેષ છાંડી કરી, આરાધે જીન આણ ૨૮૯

## ગીતક છંદ

જીન વચણ ગુણમણી રયણ સાર ઉદાર દેખી સંગ્રહ્યા
અવિ તથ્યપથ્ય સુઅર્થ જે મુજ ભ્યાસ નામે જેમ કહ્યા

## સાચી પ્રભુ પુજા

પ્રવચનકાર શ્રીમદ રામચંદ્ર સુરીજી મહારાજ

પ્રભુની આજ્ઞા મુજબ વર્તવાની તત્પરતા એજ સાચી પ્રભુ પૂજા છે.

## સાધુ ઉપદેશ આપે નહિ

શ્રી સીધ ચક્ર વર્ષ ૨ અંક ૧૯ પાનુ ૪૫૧ સંવત ૧૯૯૦ જેઠ વદ ૦) તા. ૧૧–૭–૩૪ બુધવાર સમાધાનકાર શ્રીમાન **શ્રી સાગરાનંદ સુરીશ્વરજી** પ્રશ્ન ૯૯૩

સુયગડાંગ સુત્રમાં સ્પષ્ટ પણે જણાવ્યું છે કે **ચૈત્ય અને ઉપાશ્રયને** અંગે પણ છ કાયનો આરંભ થાય તેથી તે હીંસાનો ઉપદેશ સાધુ આપે નહી.

## આરંભના ઉપદેશની મનાઇ છે

વ્યાખ્યાનકાર શ્રીમદ વિજય રામચંદ્ર સુરીશ્વરજી માહરાજ જૈન પ્રવચન વર્ષ ૧૦મુ અંક ૮મો પાનુ ૧૦૨ સં. ૧૯૭૪ આશો સુદ ૨ તા. ૨૫–૯–૧૯૩૮

શ્રી જીનેશ્વર દેવના સાધુઓને બહુ આરંભનો તેમ અલ્પ આરંભનો ઉપદેશ કરવાની પણ મનાઇ જ છે.

અતિ શ્રેષ્ટ મિષ્ટ ગરિષ્ટ પ્રવર વિશિષ્ઠ જીન વચ
આદ્યતં
વચ વિરૂદ્ધ કો આયો હુવે, મજ તાશ મિથ્યાદુઃકૃતં ॥૧॥
ઉગણીસે તેત્રીશ વર્ષ વદ બારસ ફાગણ વહી
વરસેહર બીદાસર વિશે હદ શ્રમણ એકાવન સહી
વળી આર્જા એકશો તીહાંગણીઆણુ સંપ્રની શોભતી
વરસમય સાર ઉદાર, નીર્ણય કીધ જય જશ
ગણપતિ ॥૨॥

### દોહરા

ભિક્ષુ ભારી માલ વળી, ત્રીજે પાટ રૂષીરાય
તાશ પસામે સુગણુ વૃધ્ધી, જય જશ હર્ષ સવાય ॥૧॥

તે કાલે ભિક્ષુગણે, મુનિવર ચિન્તેર હોય
એકસો ત્રાણુ આર્જીકા, ગણી આણુ અવલોય ॥૨॥
ઉત્તર તમે મંગાવીયા, હુમે લખાવ્યા નાંય
તે માટે એ પ્રશ્નના, ઊત્તર દોહુરા બણાય ॥૩॥
દોહુરા ગૃહુસ્થ કંઠે કરી, નિજમતી થકી લખેહુ
તેમાં ખોટજો લખી, તો મુજ દોષ મત દેહુ ॥૪॥

## અથ છત્રીશમુ પ્રતિમા વૈરાગ્યનો હેતુ કહે તેનો ઉત્તર

### દોહુરા

કોઈ કહે વૈરાગ્યનો, હેતુ પ્રતિમા એહુ
જીન પ્રતિમા જોઇ કરી, વર વૈરાગ્ય લહેહુ ॥૧॥
તે માટે વંદનીક છે, નીજ પ્રતિમા જગમાંય
હુવે તેહુનુ ઉત્તર કહુ, સાંભળજો ચિન્ત લાય ॥૨॥
બળદ જોઈ પ્રતિ બુજીયો, કરકંડુ નર રાય
દુમુહ ઈન્દ્રધ્વજ સ્થમ્ભ પ્રતે, જોઇ સંવેગ સુપાય ॥૩॥
ચુડીથી પ્રતિ બુજીયો, નમિ નૃપતિ તેહુ કાલ
આંબો જોઇ પ્રતિ બુજીયો, નગઇ નામે ભુપાલ ॥૪॥
ઉત્તરાધ્યયન એકવીશમે, સમુદ્ર પાલ સંવેગ
પામ્યો ચોર જોઇને, જુવો તજ ઉદ્વેગ ॥૫॥
સંવેગ પાઠ વણો અર્થ, અવિચુરી મેં ખ્યાત
સંવેગ ના હેતુ ભણી, સંવેગ ચોર કહાત ॥૬॥

## સુત્ર ગાથા

તંપસિ ઊણું સમ્વેગં, સમુદ્ર પાલો ઇણુ ભન્વી
અહો અસુહાણુ કમ્પાણું, નિજાણું પાવગં ઇમં ॥
ઊત્તરાધ્યેયયન ૨૧ વે ગાથા ૯મી

## અત્ર અવિચુરી

તમિતિ તથા વિધ દ્રવ્ય દ્રષ્ટ્રા સંવેગ સંસાર વૈમુખ્ય તો મુકત પભિલાષસ્ત હેતુત્વાત્સો પિસંબેગસ્તં સમુદ્રપાલ ઈદં વક્ષમાણું અબ્રવીત યથા અસુભાનાં પાપકાનાં કમ્મંણા મનુષ્ટાનાનાં નિર્યાનં અવસાનં પાપકં અશુભં ઇદ્રં પ્રત્યક્ષ અસૌ વરાકો વદ્ધાર્થ મિત્યંનીય તે ઇતી ભાવ.

### વાત્તિકા

અહીયા કહ્યોતં કહતાં તે, તથા વિધ દ્રવ્ય દેખીને સમ્વેગ તે સંસાર વિમુખપણો મુક્તિની અભીલાષા તે સંવેગનાં હેતુપણાથકી, સોપિ કહતાં તિકો ચોર પિણ સંવેગ, જિમ પાપકારી કર્મ તે અનુષ્ટાનના છેહડે અશુભ એ પ્રત્યક્ષ રાંક વધને અર્થે ઈહિ વીધ લેજાય છે એટલે સમ્વેગનો હેતુ ચોરને દેખીને સમુદ્રપાલ બોલ્યો અશુભ કર્મના ફલ એ ભોગવે છે.

### દોહરો

સંવેગનો હેતુ કહ્યો, તસ્કરને અવલોય
પણ ગુણ નહી તે ભણી, વંદન યોગ્ય નકોય ॥૭॥

વૃષભાદિક જોઈ કરી, કરકંડુ આ દેહ
બૂઝયા પણ વૃષભાદિતે, વંદનીક ન કહેહ ॥૮॥
મુનિ વેષે જે પાત્સથો, તેને જોઇને સોય
વૈરાગ્ય પામે પણ તિકો, વંદન યોગ્ય ન કોય ॥૯॥
તેમ જીન પ્રતિમા જોઇને, પામે જે વેરાગ
પણ તે વંદન યોગ નહી, જુવો મત પક્ષ ત્યાગ ॥૧૦॥
જ્ઞાન દર્શન ચારીત્ર તણા, ગુણ નહીં જેમાંય
તે સંવેગનો હેતુ હુવે, પણ વંદનીક નહી થાય ॥૧૧॥
મુનિવર પ્રતિ જોઈ કરી, દ્વેષ ધરેમન કોય
દ્વેષ તણો હેતુ મુનિ, પણ નિંદનીક નહિં હોય ॥૧૨॥
શ્રવાનુભૂતિ મુનિ તણા, વચન સુણી ગોશાલ
કોપ્યો શીઘ્ર ઉતાવલો, ભસ્મ કિયો તેહ કાલ ॥૧૩॥
કોપ તણો હેતુ મુની, પણ ગુણ સહિત સુસંત
તેમાટે નીંદનીક નહી, દેખોજી બુદ્ધિવંત ॥૧૪॥
સુનક્ષત્ર ના વચન સુણી, ધર્યો ગોશાલ દ્વેષ
દ્વેષ તણો હેતુ તિકો, પણ નીંદનીક નહિ પેખ ॥૧૫॥
વીર પ્રભુના વચન સુણિ, કોપ્યો શીઘ્ર ગોશાલ
કોપ તણા હેતુ પ્રભુ, પણ નીંદનીક મત નીહાલ ॥૧૬॥
છદમસ્થ વીર પ્રતિ જોઇને, લોક બહુ દ્વેષ ધરેહ
દુઃખ દીધા અતિ આકરા, આપ્યો ધુર અંગેહ ॥૧૭॥
દ્વેષ તણા હેતુ પ્રભુ, પણ તે ગુણ સહીત
તેથી તે નીંદનીક નહી, જુવોજી ધર પ્રીત ॥૧૮॥
વસ્તુ જે ગુણ સહીત પ્રતી, જોઇ દ્વેષ લહેહ
દ્વેષ તણો હેતુતિકા, પણ નીંદનીક નહી જેહ ॥૧૯॥

વસ્તુ જે ગુણ હીણુ પ્રતિ, જોઇ સંવેગ લહેહ
સંવેગનો હેતુ તિકા, પણ વંદનીક નહીં તેહ ॥૨૦॥

## લિપી અધિકાર

## અથ સત્તાવીસમો બ્રાહમી લિપી અધિકાર

### દોહરો

કોઇ કહે અંગ પાંચમે, બ્રાહ્મીની લીપીસાર
નમસ્કાર તેહને કર્યું, હવે તસુ ઉત્તર ધાર ॥૧॥
નમો વંભીએ લીવીએ, લિપીકર્ત્તા નાભેય
ચરણુ સહિત જીન ધુલિપીક, અથં ધમંસીએહ ॥૨॥
પાથા ના કર્ત્તા ભણી, પાથો કહી એ તાહી
એવં ભુતનયને મતે, અનુયોગ દ્વારને માંહી ॥૩॥
અથવા લિપી જે ભાવ લિપી, જે મુનિને આધાર
નમસ્કાર છે તેહને, એહવુ દીસેસાર ॥૪॥
તીર્થ નામ જેમ સુત્રનું, તે સંઘને આધાર
તેથી સંઘ ને તીર્થ કહ્યું. તેમ ભાવ લિપી સાર ॥૫॥
વૃત્તિકાર દ્રવ્ય લિપી કહી, તેહ લિપી ગુણ સુન્ય
નમસ્કાર તેહને કરે, તે તો વાત જણુન્ય ॥૬॥
દ્રવ્ય નિક્ષેપો ગુણ રહિત, વંદન યોગ્ય ન તામ
સમવાયંગે જોઇલો દ્રવ્ય ભાવ જીન નામ ॥૭॥
ભરત એરવત ખેત્રના, અનાગતે જીન નામ
સમયે ચોવીશ નામજીન, વંદે પાઠ ન નામ ॥૮॥
વળી એરવત ક્ષેત્રની, ચોવીસી વર્ત્તમાન
ઠામ ઠામ વંદે કહ્યું એ ગુણ સહીત સુજાન ॥૯॥

વર્તમાન ચોવીસ એ, ભરત ક્ષેત્રની તાંહિ
ઠામ ઠામ વંદે કહ્યો, જોવો લોગસ્સ માંહી ॥૧૦॥
તે લેખે દ્રવ્ય લિપી ભણી, દ્રવ્ય સુત્રને સોય
નમસ્કાર કેમ કીજીયે, હૈયે વિમાસી જોય ॥૧૧॥
વૃતિકાર દ્રવ્ય લીપી ભણી, થાપ્યો છે નમસ્કાર
સુત્ર થકી મલતો નથી, એ અર્થ અવધાર ॥૧૨॥
તથા પત્રમેં જે લખ્યા, અક્ષરના આકાર
વંદનીક જો તે હુવે, તે લિપી અષ્ટાદશ ધાર ॥૧૩॥
અષ્ટાદશ લિપીને વિષે, વેદ પુરાણ સંપેખ
કુરાન જોતિષ પણ હુવે, વંદનીક તુમ લેખ ॥૧૪॥
અષ્ટાદશ લિપીને વિષે, વર્ણ સંજ્ઞા સંપેખ
સહુ પુસ્તક મેં જે લખ્યા. વંદનીક તુમ લેખ ॥૧૫॥
વૈદક વિકથા વારતા, મંત્ર જંત્ર વળી તંત્ર
કોક સામુદ્રિક શાસ્ત્ર એ, લિપીમાં સહુ આવંત ॥૧૬॥
પાપ શાસ્ત્ર ઓગણત્રીશ વળી, વર્ણ સ્થાપના લેખ
એ અઢારે લિપી વિષે, વંદનીક તુમ લેખ ॥૧૭॥
વીતરાગ તો તેહને, પાપ શાસ્ત્ર આખ્યાત
દ્રવ્ય લિપી કહિએ તેહને, વંદનીક કેમ થાત ॥૧૮॥
જો વંદનીક દ્રવ્ય લિપી હુવે, દ્રવ્ય લિપી કહી અઢાર
તે વિષે સહુ આવીયા, કેમ વંદે અણગાર ॥૧૯॥
તે માટે તે ભાવ લિપી, અથવા કરતા નાભેય
ઋષભચર્ણ ગુણયુકતને, નમસ્કાર સુણોહ ॥૨૦॥

## વાર્ત્તિકા

કોઇ કહે ભગવતીને આદીમેં નમો બંભીએ લિવીએ એ શબ્દ કહી પછી કહ્યો નમો સુયસ્સ તે લિપીને નમસ્કાર કરી સુત્રને નમસ્કાર કર્યું તે ભ.વ શ્રુતને નમસ્કાર કર્યો છે તે તે ભાવ સુત્રને વિષે ભાવ લિપી પણ આવી ગઇ તો પૂર્વ ભાત્ર લિપીને નમસ્કાર કિધો તેહનુ સ્યું કારણ નમો વંભીએ લિવીએ અને નમો સુયસ્સ એ બે પદ કેમ કહ્યા તેહનું ઊત્તર દશવૈકાલીક અધ્યયન આઠમેં ગાથા ૪૧ મીએ કહ્યો કુમ્મુવં આલ્લિણ પલ્લિણ ગુ-તો, કાછવાની પરે, આલ્લિણ તે ઇષત ગુપ્ત પલ્લિણ તે પ્રકૃષ્ટ લીન ઘણો ગુપ્ત ઇહાં બે પદ કહ્યાં તથા દશવૈકાલીક અધ્યેયન ચોથે કહ્યો પૃથ્વીકાય ઉપર ન લિહેજ્જા કહિતાં થોડોસો અથવા એકવાર લિખે નહીં નવિ લહિજ્જા કહતાં બહુ વાર લિખે નહિ ઇહાં પણ બે પદ કહ્યા તથા ઉત્તરાધ્યયન પહેલે આ લબંતે વા ન સિઐજ્જ કયાઈ ત્રિ ગુરૂ ઇ, આલવંતે કહતાં એકવાર બોલાવ્યો વાતે અથવા લવંતે કહતાં વાર વાર બોલાવ્યો નં. શિષ્ય બેઠો રહે નહીં કદાચિત પિણ ઇહાં પણ બે પદ કહ્યા તથા ઊતરાધ્યય ન અગ્યારમેં નાશીલે કહતાં સર્વથા ચારિત્રની વિરાધ ન નથી વિસીલે કહતાં થકી ચારિત્રયની વિરાધના નથી ઇહાં પણ દેશ અને સર્વ એ બે પદ કહ્યા તથા બૃહ-ત્કલ્પ ઉદ્દેશે ત્રીજે અંતર ઘરને વિષે સાધૂને ન કલ્પે નીદ્દાઇત્ત એવા કહેતા થોડી નાદ લેવી પયલાએત્ત

એવા કહીતાં વિશેષ જાણવો ઇહાં પણ બે પદ કહ્યા ઇત્યાદિક અનેક ઠામે બે પદ કહ્યા તેમ ઇહાં બે પદ જાણવા લિપી શબ્દે ભાવ લિપી તે દેશથકી શ્રુતજ્ઞાન અને નમો સુયસ્સ તે સર્વ શ્રુત-જ્ઞાન કહ્યો તથા લિપી ના કરતા રૂષભ દેવને લિપીક કહિએ તે ચારીત્ર યુક્ત પ્રથમ જીનને નમસ્કાર.

### અત્ર ટીકા

અયંચ પ્રાગ વાખ્યાતા નમસ્કારાદિકા ગ્રંથ વૃત્તિ કૃતાન વ્યાખ્યા તો કુતોપ કારણા દીતી, એ ભગવતીની વૃત્તીમા અભય દેવ સુરે કહ્યો.

સોરઠા

નમસ્કારાદિક તાહીરે, રચના પુર્વં કહી જીકા
મુલ વૃત્તિરે માંહિરે, ન કહી કોણ કારણ તિકા ॥૧॥
એમ કહ્યો વૃત્તિકાર રે, તે માટે હવે તેહનુ
અત્રર ન્યાય જે સાર રે, બુદ્ધિવંત હૈયે વિચારજો ॥૨॥

ઇતિ શ્રીમદ્ જયાચાર્યં કૃત હિત શિક્ષાવલી પ્રશ્નોત્તર તત્વબોધ.



## નવકડાની શ્રી મહાનશીથ, સુત્રની દાલ

### દોહરો

દુક્ષમ આરે પાંચમે, ઘણી ગથડબથડ જાન
તેમાં ભેષ ધારી થશે ઘણા, કુડકપટની ખાન ॥૧॥

તે કુબુદ્ધિ ઘણી ચલાવશે, આ સાધુના વેષમાય
વળી હિંસા ધર્મ પરૂપશે, પડશે નરકમાં જાય ॥૨॥

તેના ભોળા શ્રાવક શ્રાવીકા, તેઓ કરે ખોટી પક્ષપાત
તેને કુબુદ્ધિ કદાગરો શીખવી, તેને પણ લઇ જશે સાથ ॥૩॥

તેને અંધ કુવામાં નાંખશે, તેને દિવસ તેવીજ રાતે
ઘુવડ જેવા થઇ રહ્યા, દીન દીન વીશેષ મીથ્યાત ॥૪॥

તે નવ આંકના નવકડા, જશે નરક મઝાર
શ્રી મહાન શીથમાં સુણ્યા, તે સાંભળો વિસ્તાર ॥૫॥

## ઢાલ

આચારજ ને સાધુ સાધવી, વલી શ્રાવક શ્રાવીકા
જાણો રે
ગુણ વગર નામ ધરાવીને, નરક જશે તેનો
પરમાણો રે ॥એ વીધ ઓલખો નવકડા ॥૧॥

પંચાવન કરોડ લાખ પંચાવન, વળી પંચાવન
હઝારો રે
પાંચસો પંચાવન ઉપરે, આચારજ જશે નરક
મઝારો રે ॥એ૦॥ ૨॥

છાસેંઠ કરોડ લાખ છાસેંઠ, વળી છાસેંઠ હઝારો રે
છસો છસો ઉપરે, સાધુ જશે નરક મઝારોરે
॥એ૦॥ ૩॥

સી-તો-તેર કરોડ લાખ સી-તો-તેર, વળી સી-તોતેર
હઝારો રે
સાતસે સી-તોતેર ઉપરે, સાધવી જશે નરક
મઝારો રે ॥એ૦॥ ૪॥

અઠયાસી કરોડ લાખ અઠયાસી, વળી અઠયાસી
હઝારો રે
આઠસો અઠયાસી ઉપરે, શ્રાવક જશે નરક
મઝારો રે ॥એ૦॥ ૫॥

નવાણું કરોડ લાખ નવાણું, વળી નવાણુ હઝારો રે

નવસો નવાણુ ઉપરે, શ્રાવીકા જશે નરક મઝારો રે
॥એ૦॥ ૬॥

આચારજ સાધુ સાધવી, પદવીધર કહેવાય
મહોટા રે
તે નરકે જશે આ વેષમાં, તેના લક્ષણુ ઘણુા
છે ખોટા રે ॥એ૦॥ ૭॥

તે ભ્રષ્ટ થયાં આચારથી, વળી શ્રદ્ધામાં મુળ
મીથ્યાત્વીરે
પહેરે વેશ સાધુતણો, પણુ છે ચણુાના છોતરાના
સાથીરે ॥એ૦॥ ૮॥

ખાઈ પી દીવસે સુખે સુઈ રહે, વળી શરીરમાં
બન્યા છે ઝાડા રે
ગોચરી વિહાર કરે ત્યારે, જાણે રાજ્યના કુંદતા
ઘોડા દોડયા રે ॥એ૦॥ ૯॥

તે તો ફરતા વિમન બોલે ઘણુા, વળી કુદકપટમાં
રાચે રે
ચર્ચા કરે તે અવસરે, જાણે નાગાઉઘાડા નાચે રે
॥એ૦॥ ૧૦॥

ન્યાય નિર્ણુય કર્યા વિના, કરી રહતા ફેલ દીતુરા રે
જો સુત્રની ચર્ચા કરે તો, દગલે ડગલે પડ જાય
કુરારે ॥એ૦॥ ૧૧॥

કુડકપટ કરે મત રાખવા, તે તો પેટ ભરાઇ કાઝે રે
આચારમાં ઢીલા ઘણા, તો પણ નિર્લજ મુળન
લાજે રે ॥એ૦॥ ૧૨॥

તે સાધુ નામ ધરાવીને, ઠામ ઠામ અપસરા
થાનક કરાવે રે
તે ઉપદેશ દઇ ટીપ ભરાવીને, છકાય જીવ
મરાવે રે ॥એ૦॥ ૧૩॥

સાધુ માટે કરાવેલા ભોગવે, વલી વેષ સાધુનો
ધરીયોરે
છ કાયાના જીવો મરાવતા, પીયર નામ પુરો
પરીયોરે ॥એ૦॥ ૧૪॥

પડદા પરેચ બંધાવતા, ચંદરવા પુઠીયા ને ટાટારે
વળી છાપરા લીપણુ કરાવતા, તેના જ્ઞાનાદીક
ગુણુ નાથારે ॥એ૦॥ ૧૫॥

એમ અપાશરા થાનક કારણે, જીવ મરાવે વારંવારોરે
એવા અપશરા થાનક સાધુ ભોગવે, તે જાય
જન્મ બીગારોરે ॥એ૦॥ ૧૬॥

સાધુ થઇ ઉદ્દેશીક ભોગવે, વળી વેચાતો લેવરાવે
આહારોરે
નીત્ય પીડ વહોરે એક ઘેરથી, તે જશે નરક
મઝારોરે ॥એ૦॥ ૧૭॥

શ્રી ઊત્તરાધ્યેયન વીશમે, શ્રી વીરના વચન સંભાલોરે
જે ઉદ્દેસીકાદીક ભોગવે, તે નિશ્ચે જશે નરક
મઝારોરે ॥એ૦॥ ૧૮॥

ઘી, ખાંડ, લાડુ, શાકર વેચાતા લે, ભરી મુકે ચાડારે
તે વહેરાવે સાધુને, તે ગર્ભમાં આવશે આડારે
॥એ૦॥ ૧૯॥

ઘી, ખાંડ લાડુ, શાક્કર વેચાતા લીધેલા જાણોરે
વળી સાધુ કહેવાય આ લોકમાં, તે તો પુરઃ
મુઢ અંજાણોરે ॥એ૦॥ ૨૦॥

જો ચેલો થતો હોય આપણો, તો તેને રોકડ
રૂપીયા અપાવેરે
પાંચમો મહાવ્રત ભાંગીને, સાધુનો નામ ધરાવેરે
॥એ૦॥ ૨૧॥

જીવાદીક જાણે નહી, તેને પાંચ મહાવ્રત ઉચરાવેરે
સાધુનો વેષ પહેરાવીને, ભોળા લોકોને પગે
લગાવેરે ॥એ૦॥ ૨૨॥

બાળક બુઢા જુવે નહી, જે આવે તેને મુડેરે
નામદારી કરવા કારણે, તે તો માન મોટાઇમાં
બુડેરે ॥એ૦॥ ૨૩॥

વળી ચેલો કરવા કારણે, માંહોમાંહે લડાઇ માંડેરે,
ફાડા તોડા કરતા લાજે નહી, આ સાધુના
વેષને ભાંડેરે ॥એ૦॥ ૨૪॥

ગામ નગર સમાચાર મોકલવા, ઇશારા કરી
ગૃહસ્થને બોલાવેરે
કાગળ લખાવે તેની કને, વીગત પોતે બતાવેરે ।।એ૦।। ૨૫।।
ગૃહસ્થ પાશે વયાવચ્ચ કરાવીઆ, સાધુને કહ્યો
અણુચારોરે
શ્રીદશવૈકાલીક ત્રીજા અધ્યયને, કોઈ બુદ્ધીવાન
કરજો વીચારોરે ।।એ૦।। ૨૬।।
ભાગલ તુટલ તેમાં ઘણા, તેનો કોણ કાઢે નીકાલોરે
જો થોડા તેને છેડીયા, હેવે અણુહુતા આવોરે ।।એ૦।। ૨૭।
પોતા જેવા કરવા માટે, ઉલટા દે ખોટા આળોરે
તેને પરભવની ફીકર નહી, તેને જુઠનો નહી
ટાળોરે ।।એ૦।। ૨૮।।
સુદ્ધ સાધુને માથે આળદે, તેના ટોળામાં
કહેવાય સપુતોરે
તે ઝુઠનો નિરણો કરે નહી, તે નરક જવાના
સુતોરે ।।એ૦।। ૨૯।।
ઝુઠા આળદે તેહને, પાયશ્ચિત ન દે તે લગારોરે
તેની સાથે આહાર પાણી ભેગા કરે, તે ડુબી
ગયા કાલી ધારોરે ।।એ૦।। ૩૦।।
રેણાદેવીની કુગુરુને ઓપમાં, તે સાંભલજ્યો
ચીત્ત લાયોરે
કુડ કપટ કરી પાપીયા, સુદ્ધ સાધુથી ભડ
કાયોરે ।।એ૦।। ૩૧।।

રેણુાદેવી દક્ષિણુના બાગમાં, અણુહુતો સરપ
બતાવ્યો રે
તેમ પોતાના કૃત્તવ્ય ઢાંકવા, તે બોલે છે
મુસાવાયો રે ॥એ૦॥ ૩૨॥
તેણે જીનરીખ ને જીનપાલ ને, ઘાલી શંકા
મોટી રે
પણુ બુદ્ધીવંત જઈને જોઇયો, ત્યાં જાણી
રેણુાદેવીને ખોટી રે ॥એ૦॥ ૩૩॥
તેમ કુગુરૂ રેણુાદેવી સરખા, શંકા સાધુની ઘાલે રે
તે પોતાંના કૃતવ્ય ઢાંકવા, શુદ્ધ સાધુ પાશે
જતાં વારે રે ॥એ૦॥ ૩૪॥
પણુ બુદ્ધીવંતે પુછી નિર્ણય કર્યો ત્યારે જાણી
લીધા તેને ખોટા રે
જ્ઞાન ક્રીયામાં ખોટ ઘણી, જાણે પાણી
તણા પરપોટારે ॥એ૦॥ ૩૫॥
તે રેણુાદેવી સામુ જોઇને, જીનરીખ થયો ખુવારોરે
તેમ કુગુરૂની પ્રતીતથી દુર્ગતી જશે મનુષ્ય
ભવ હારો રે ॥એ૦॥ ૩૬॥
રેણુાદેવીના કપટથી ઘણો, કુગુરૂનો કપટ છે
ભારી રે
પોતે ડુબે બીજાને ડુબાવે, કોઇ થઇ જાય
અનંત સંસારી રે ॥એ૦॥ ૩૭॥

વેષ પહેરી સાધુ તણો, ખાધા લોકોના માલો રે
જપ તપ ક્રીરીયા વગરના સાધુ, બની રહ્યા
કદા લાલો રે ॥એ૦॥ ૩૮॥
એમ સાંભલ નર નારીઓ, છોડી દો કુગુરૂ
સતાઓરે
સુધ્ધ સાધુની સેવા કરો, જો રાખવા ચાહો
ઈજ્જતને આઓરે ॥એ૦॥ ૩૯॥
સંવત અઠારસે ને ત્રેત્રીશ, જેઠ સુદ પુનમ
શુકર વારો રે
કહી છે કુગુરાની નવકડી, રીયા ગામ મઝારો રે
॥એ૦॥ ૪૦॥

જુના, વીર શાશન તા. ૧ લી ડીસેમ્બર ૧૯૩૯ પાનુ-૧૪૩ લખનાર શ્રી પદ્મવિજયજી મહારાજ ફરમાવે છે કે

ખાવત પીવત મોક્ષ જે માને
તે સરદાર સહુ જટમાં

અર્થાત=ખાવા પીવામાં જે મોક્ષ માને તે મુર્ખાઓમાં સરદાર છે.

વધુ માટે જુવો જૈન સાધુ ચોપડી.

સમાપ્ત

# નીવેદન

પ્રીય વાંચનારાઓ આ અસાર સંસારમાં આ જન્મ અને બીજા જન્મના દુઃખો નીવારણ કરે તે ધર્મ એટલે દુર્ગતી પડતા જીવો ને ધારી રાખે તે ધર્મ તેનાથી વંછીત સુખ પ્રાપ્ત થાય છે ધર્મ ધર્મ બધા કહે છે પણ ધર્મને યથાતથ્ય ઓળખવો મહામુશ્કેલ છે. સર્વે શાસ્ત્રોનો સાર હીંસા, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ એ પાંચે આશ્રવદ્વાર જેટલા જેટલા બંધ કરી પોતાના આત્માને સંવરે તેજ ધર્મ છે આગાર રાખ્યા તે લોકીક માર્ગ અધર્મ છે પહેલા જીવ અજીવ વીગેરે નવતત્વ ઓળખવા જીવ અજીવ ઓળખવાથી મીથ્યાત્વ અંધકારનો નાશ થઈ સમકીત જ્ઞાન પ્રકાશ થશે માટે પ્રાચીન મહાત્માઓએ શ્રી જીનઆજ્ઞામાં ધર્મ અને આજ્ઞા બહાર અધર્મ શ્રી જૈન માર્ગમાં શ્રી લોકોત્તર ધર્મનો તત્વ બતાવ્યો છે પણ કેટલાક કુગુરૂની સંગતથી ઉપરોક્ત પાંચ આશ્રવદ્વાર સેવરાવવામાં અને સેવતા હોય તેને સારો જાણવામાં જૈન ધર્મ સમજે છે એ ભ્રષ્ટાચારીઓની સંગતનું ફલ છે હજારો ધન્યવાદ છે મહાત્મા શ્રી જયાચાર્યજીએ ૧૭૫ દોહરા તથા વાર્તિકા શાસ્ત્રો અને શાખાના સાક્ષી સહીત આ પ્રશ્નોત્તર તત્વબોધ બનાવી મહાન ઉપકાર કર્યો છે જેને નીર પક્ષી બની શુદ્ધ મહાવ્રત થઇ આત્મા કલ્યાણ કરે અને ધન્યવાદ છે જેપુરનીવાસી ગુલાબચંદજી લુણીયા જવેરીને હમારા આગ્રહથી મહેનત કરી આ બાલબોધમાં છપાવ્યું છે.

આશા છે કે વાંચનારી ભવ્ય આ શરૂથી આખર તક વાંચી સમ્યક્ત્વ ચારીત્રનો લાભ ઉઠાવે.

**શ્રાવક ધનસુખદાસ હીરાલાલ આંચલીયા મંગા શહેરનીવાસી (બીકાનેર)**